


બુદ્ધનાં ચક્ષુ

'ભલે ભાગ્યા વિશ્વે નયન નમણાં એ પ્રભુતણા'

# કાવ્યમંગલા

સુન્દરમ્

અરે, મારી ભોળી શિશુક કવિતાને હજી નથી
મળ્યું એનું સાચું ધ્રુવપદ, ભમે આજ અટુલી
સુગ્રંથ્યાં બિમ્બોમાં બસુર સ્વરથી, કાવ્યઘડુલી
મહા સત્યાબ્ધિમાં સ્થિર તરણ અર્થે રહી મથી.

• પ્રકાશક •
મૂળશંકર સોમનાથ ભટ • નંદભુવન • રાવપુરા • વડોદરા

# ગુરુજનોને

જેનાં પોષણ, પ્રેરણા, અનુભવો, સદ્‌ભાવ ને આશિષો
વર્ષ્યાં, ને મજની સુષુપ્ત વિકસી હૈયાકળી ને ફળી,
એ માયામમતાકૃપામૃતભર્યાં નક્ષત્રની રાજિ શા
રાજંતા ગુરુઓતણાં ચરણમાં આ કાવ્ય મારાં ધરું.

# પ્રાસ્તાવિક

ગૂજરાતની જનતા આગળ મારાં કાવ્યોનો આ સંગ્રહ સાદર રજૂ કરું છું.

કાવ્ય ટિપ્પણ-ટીકા વગર સમજી શકાય એ ઇષ્ટ સ્થિતિ છે. પરંતુ જ્યાં સુધી આમવર્ગ સંસ્કૃત શબ્દોવાળી તથા મોટાં વાક્યોવાળી કાવ્યરચના સમજે એટલો શિક્ષિત નહિ થાય ત્યાં સુધી, જો કાવ્ય આમવર્ગને પહોંચાડવું હોય તો, ટિપ્પણની જરૂર રહેવાની છે. ટિપ્પણની સહાય વિના કાવ્ય સમજાયા વગર રહી જાય તેના કરતાં, સાધારણ અર્થબોધક ટિપ્પણ આપ્યાથી, તે સમજાય એવાં થતાં હોય તો તે આપવું વધારે સારું છે.

અહીં ટિપ્પણમાં કાવ્યના રસની કે બીજી ચર્ચા નથી કરી. માત્ર સંસ્કૃત શબ્દોના અર્થ, લાંબી વાક્યરચનાનો સરળ ગદ્યાન્વય, અને અલ્પ વાક્યોમાં રજૂ કરાએલા અર્થને સ્પષ્ટ કરવા પૂરતો જ ટિપ્પણનો ઉપયોગ કર્યો છે. ટિપ્પણમાં આપેલાં અર્થઅન્વય વગેરે સામાન્ય શિક્ષિતની જ્ઞાનમર્યાદાની દૃષ્ટિએ છે. સુશિક્ષિતોને જે ભાગ નિરર્થક લાગે તે તેમના કરતાં ઓછા શિક્ષિતોને માટે છે એમ માની નભાવી લેવા વિનંતી છે. કેટલેક ઠેકાણે કેટલાકને ટિપ્પણ ટૂંકું, અપૂર્ણ, કે સંદિગ્ધ પણ લાગે તો તેમને પણ એ જ વિનંતી કે આથી વધુ વિસ્તાર કરવો ગ્રંથની મર્યાદાની અંદર શક્ય નહોતો.

કાવ્યોની પસંદગીમાં તથા તેમને સંગ્રહને યોગ્ય રૂપ આપવામાં જે મુરબ્બીઓ અને મિત્રોની અમૂલ્ય સહાય મળી છે તે માટે ઉપકારવશ છું. સંગ્રહમાં મૂકેલાં કાવ્યોમાંનાં જે કાવ્યો જે માસિકોમાં આવી ગયાં છે, અને જેમના દ્વારા વાચકવર્ગના પરિચયમાં મારાથી આવી શકાયું છે તે, લેખકોને પ્રકાશમાં પ્રવેશ કરાવનાર, તંત્રીઓ અને પ્રકાશકોનો પણ ઉપકાર સ્વીકારું છું.

આ સંગ્રહનું પ્રકાશન ગૂજરાતની જનતાનાં સમય, દ્રવ્ય અને સહાનુભૂતિ ઉપર નિરર્થક આક્રમણ જેવું નહિ થાય એવી આશા રાખું છું.

જન્માષ્ટમી : ૧૯૮૯ **ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર**

# અનુક્રમ

# શુદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧ | ઝમે | ઝુમે |
| ૧૩ | ૧૦ | દ્રવન | દ્રવણ |
| ૧૪ | ૧૬ | દગોને | દગોને |
| ૧૬ | ૫ | ખૂદી | ખૂંદી |
| ” | ૯ | મત્રો | મંત્રો |
| ૩૪ | ૧૫ | ભીનો પવન કમળ | લીલાં કમલદલ |
| ૩૯ | ૯,૧૧ | પીંજરણ | પીંજારણ |
| ” | ૧૭ | ફડકો | ફટકો |
| ” | ૨૦ | વાંસણ | વાસણ |
| ૪૨ | ૯ | વાપરા | વાયરા |
| ” | ૧૯ | ઘરરોટ | ઘરેરાટ |
| ૪૬ | ૨૯ | અદ્રનો | અદનો |
| ૫૧ | ૧૨ | ચાલ | ચાલે |
| ૫૨ | ૧૯ | ગામનું આખી | આખા ગામનું |
| ૫૩ | ૬ | ઘેરા | પાયે |
| ૫૮ | ૫૪ | મોઘાં | મોંઘાં |
| ૭૩ | ૫૪ | દીસતું જ | જે દીસે છ |
| ૮૨ | ૩ | અન્ત | અનન્ત |
| ૮૩ | ૨૨ | ઘટાડો | ઘટડો |
| ૮૫ | ૭૧ | વિખરે | વિખેરે |
| ૮૬ | ૧૦૪ | ઉચ્ચોચ્ચ | ઉચ્ચોચ્ચ |
| ૯૬ | ૪૫ | પરઈ | પરાઈ |
| ૯૯ | ૧૦૩ | પાચા | પાય |
| ૧૧૫ | ૧૨૮ | તો | તે |
| ૧૧૬ | ૧ | ભમતાં | ભમંતાં |
| ૧૨૫ | ૮ | દુર્દૈવિંની | દુર્દૈવિની |

# એકાંશ દે

• પૃથ્વી •

પ્રભો ! છલકતા દયા-પ્રણય-શાંતિના સાગરો,
અને જગ બળ્યુંજળ્યું તહિં ઠરે, હરે દુઃખ તું
કૃપાળુ ! સહુનાં, મને નગુણને વિસારી મુક્યો
કશે ? વિસર વાંક, હો તવ દયાથકી અંશ દે.

ઝળે રવિશશી અને તરલ તારકોની મહા
પ્રચણ્ડ તમ વીંધતી પ્રખર પ્રાણવંતી પ્રભા,
અહો, દિશદિશાન્તરાળ નહિં તેજહીણો ય તો
મને તમસલીનને તવ પ્રભા ન કાં અંશ દે ?

સજે જગત, ને વહે સકળ ભાર ભૂમિતણો,
અને વિકળ વિશ્વનાં દુખ હરે, ઠરે વિશ્વ આ
તું માં, જગત સ્થાપતી, ધરતી ને ય સંહારતી
અમેય તવ શક્તિનો મજ ગરીબને અંશ દે.

અપાર તવ સૌમ્ય, રુદ્ર, રમણીય વ્હેતી મીઠી
સજીવન સુધા થકી સફળ જીવવા અંશ દે.

સપ્ટેમ્બર ૧૯૨૬

## અભયદાને

આભમાં ઝૂમે ઝુમ્મર તારા
  રાત રમે રંગવાટે,
ઘુઘવે ઘેરાં પાતાળપાણી
  નાવ મારી છે ઘાટે,
    સાગર તેડે હાથ પસારી,
    હૈડું હલકે ભાન વિસારી,
    નાવડી નાચે નૌતમ મારી
      ધીરા પ્રેમળ તાને,
  નાવ મેં મેલી સાગરખોળે
      તારા અભયદાને.

સાગર ગાંડો ઊછળી ઊછળી
  ભેટવા મને આવે,
પાતાળકેરાં પારસ મોતી
  ગૂંથી હારલા લાવે,
    હોડલી કાપે માઝાર પાણી,
    પાંપણ મારી પ્રેમભિજાણી,
    હસતી ચંદા આભની રાણી
      વ્યોમના વિતાને,
  સા ગ ર હૃ દ ય ચં દ ના વ
      સૂતાં એક બિછાને.

આભ ચીરી ત્યાં વાદળ આવ્યાં,
  વાયરે ઝુમ્મર ફોડયાં,
વડવાનલે ભભકી મીઠાં
  સાગરસોણુલાં તોડયાં,
    ચંદ્ર પડયો તિમિરજાળે,
    દોડતાં મોજાં ડુંગરફાળે,
    અંતર ઊથલે શોકની પાળે,
      વ્હાલપકેરે વ્હાને
  કોઇ પાપીડે ફસવી મારી
      નાજુક નાવ તુફાને.

સાગરકેરા ઘોર પેટાળે
  ગીતડું ઊઠયું ગાજી,
અંધાર ચીરી આશા આવી,
  અંગ ત્યાં પુલકયાં રાજી,
    સુકાન છોડી, લંગર તોડી,
    સઢ ચઢાવી સાતે ય, છોડી
    નાવડી જાણે આરબ ઘોડી,
      રૌદ્ર જીવનતાને
  ખોળલે તારે ખેલવા મેલી
      નાવડી અભયદાને.

જુલાઇ ૧૯૨૮

# આગે આગે

• અંજની •

ઊંઘ વિનાની રાત વિતાવી,
પંથ જવા વળી મંન મનાવી,
ચાલ્યો ખંભે ઝોળી ઝુલાવી,
હું આગે આગે.

માલખજાના લઇ જગવાસી,
પંથ મળ્યા કંઇ પ્રૌઢ પ્રવાસી,
'એનાં ધામ ક્યહીં, પુરવાસી ?'
'એ, આગે આગે.'

ઝાકઝમાળ મળ્યાં જનમંદિર
રંગવિલાસ રચે જન સુન્દર,
'આંહિ વસે મુજ વ્હાલમ અન્દર ?'
'ના, આગે આગે.'

પંડિત બેઠા શાસ્ત્ર પઢંતા,
ગૂઢ અગૂઢે વાદ વઢંતા,
'ધામ અહીં પ્રભુનાં, મનવંતા ?'
'ના, આગે આગે.'

દીપ ઝગે, કંઇ ઘંટ બજે છે,
ભાવિક ભૂ પડી ઈશ ભજે છે.
'વ્હાલમ શું મુજ આંહિ વસે છે ?'
'ના, આગે આગે.'

લોકવિષે નહિ, રંગ વિષે નહિ,
જ્ઞાન વિષે નહિ, મંદિરમાં નહિ,
'આગે આગે' સર્વ રહ્યાં કહી,
ક્યાં આગે આગે ?

જાન્યુઆરી ૧૯૨૯

# વિદાય

શિખરિણી

ખર્યું ના ત્યાં આંસુ, વદન હસતે હસ્ત ગ્રહિયા,
જવાના ઘોંઘાટે નયન રડવું યે વિસરિયું,
થવાના ખ્યાલોમાં ક્ષણભર મને ના ઉતરિયું,
ડર્યું ના હૈયું, સૌ નિજનિજ પ્રવાહે પ્રસરિયા.

હવે ઘેલાં ચક્ષુ, મન, વદન, હૈયું ઉકળતાં,
રવે ગેબી રોવે, સ્મરણ સઘળાં જીવિત થતાં,
ઉઠે સૂતાં સ્વપ્નો, નિરજિવ છબીઓ વદી પડે,
રુઠે પાદે પાદે ભવન સઘળું સો દગવડે.

ગયા સંગી ! વાહ્યા સમયસરિતાએ ઉદધિમાં,
સર્યા ઓ ! ઓ ! ધોળા સઢ ક્ષિતિજકેરી અવધિમાં,
ભરી એ નૌકાઓ પવનસહચારે ઉપડશે,
હરી, સૂકી, ગાઢી, નિરજન જમીને રવડશે.

પછી સૌ ખેડંતા સફર જળની કે વનતણી
મળીશું કો દી કે જલધિતણી થાશું જલકણી ?

મે ૧૯૨૯

# રણગીત

કોણ રે ઊઠશે, ભાઇ?
હો કે, કોણ રે ઊઠશે, ભાઇ?
શંખ કરાળે, દુઃખની ત્રાડે,
ભારત માતા આપણી ગાથા
બોલે, ઓ ભાઇ!
ભારત આપણી બોલે,
ભૂખ મિટાવા, દુઃખ ફિટાવા
કોણ રે ઊઠશે, ભાઇ?
હો કે, કોણ રે ઊઠશે, ભાઇ?

[ વૃન્દગાન ]

ભારતવીર, ભારતવીર,
ઊઠવા અમે સૌ અધીર,
ઊઠશું અમે ભારતવીર.

કોણ રે ધપશે, ભાઇ?
હો કે, કોણ રે ધપશે, ભાઇ?
તીર વછૂટે, વેગ અખૂટે,
કૂચમાં કદમ, લેશ નહિ દમ
ખૂટે, ઓ ભાઇ!
કૂચમાં દમ ના ખૂટે,
ઝીલતા ઘાવ, જીતતા દાવ,
કોણ રે ધપશે, ભાઇ?
હો કે, કોણ રે ધપશે, ભાઈ?

[ વૃન્દગાન ]

ભારતવીર, ભારતવીર,
ધપવા અમે સૌ અધીર,
ધપશું અમે ભારતવીર.

કોણ રે લડશે, ભાઇ ?
હો કે, કોણ રે લડશે, ભાઇ ?
જગતકેરે યુદ્ધે અનેરે,
ઝેર દિલોનાં, વેર દેશોનાં,
વેરે ઓ ભાઇ !
ઝેર દેશોનાં વેરે,
અખૂટ બળે, એકલો ભલે,
કોણ રે લડશે, ભાઇ ?
હો કે, કોણ રે લડશે, ભાઇ ?

[ વૃન્દગાન ]

ભારતવીર, ભારતવીર,
લડવા અમે સૌ અધીર,
લડશું અમે ભારતવીર.

કોણ રે સહેશે, ભાઇ ?
હો કે, કોણ રે સહેશે, ભાઇ ?
વેદના ભૂંડી, યાતના ઊંડી,
મૂઢ કે ખુલ્લી ચોટ અસિની
કૂડી, ઓ ભાઇ !
મૂઢી ચોટો કૂડી,
કઠણ હૈયે, કોમળ હૈયે,

કોણ રે સહેશે, ભાઇ ?
હો કે, કોણ રે સહેશે, ભાઇ ?

[ વૃન્દગાન ]

ભારતવીર, ભારતવીર,
સહેવા અમે સૌ અધીર,
સહેશું અમે ભારતવીર.

કોણ રે મરશે, ભાઇ ?
હો કે, કોણ રે મરશે, ભાઇ ?
કેસરરંગે, કાળભુજંગે,
જીવન ઘોળી ખેલતો હોળી,
અંગે, ઓ ભાઇ !
જીવનહોળી અંગે
મુક્તિકાજે, અમર સાજે
કોણ રે મરશે, ભાઈ ?
હો કે, કોણ રે મરશે, ભાઇ ?

[ વૃન્દગાન ]

ભારતવીર, ભારતવીર,
મરવા અમે સૌ અધીર,
મરશું અમે ભારતવીર.

# છેલ્લી આશા

• ખંડ શિખરિણી •

અહા ! મારી આશા,
હવે છેલ્લી આશા
ક્ષુધિત જનનિદ્રા શું સરશે ?
ડુબેલાં જહાજોપે જળસમ નિરાશા શું તરશે ?
ઉદધિ અળખાયો ગરજશે ?
ભરીને ગોઝારું ધનિક જન શું પેટ હસશે ?

અમે તેવે ટાણે,
ભરી સાતે વ્હાણે,
અમર સફરે સૌ ઉપડિયા,
અહા, કેવા કેવા શિશુદિલ વિષે કોડ ભરિયા !
મગન મનડે હંસ ઉડિયા :
મળે મોતીચારો, નિત નિરખવા દિવ્ય દરિયા.

અને ગાતા જાશું,
સદા ગંગા ન્હાશું,
અમિત બળ હૈયે ભરીભરી,
વિ પ ત્તિ ઝં ઝા ના પવન કંઇ જાશું તરી તરી,
વિજયમધુ પીશું દિલ ભરી,
મહા પ્રેમોર્મિથી જગકલહ ચૂસીશું ઉભરી.

સુનેરી આશાઓ !
ઉડી ક્યાં સંતાઓ !

અધવચ તજ્યો સાથી કુમળો,
દગાબાજી ખેલી, મૃગજળ શું રેલી પથ ભર્યો,
નકલી સુખનો સિન્ધુ ઉછળ્યો,
ઉડી સૌ એકેકી, રણપટ મહા રૌદ્ર પસર્યો.

હવે છેલ્લી આશા,
મહામૈયા! આશા:
નહિ પતન આથી વધુ સહું,
મહાયજ્ઞે થાવા બલિ તલસમું એક જ ચહું,
વિમલ જલબિન્દુ થઇ કહું.
લિયો મા! સ્વીકારી, વિલય મુજ થાઓ ઉદય તું.

ઉડો ત્યારે, આશા!
ઉડો છેલ્લી આશા!
ખળસકળ પાંખે ઉતરજો,
કપાતાં પાંખો યે, હૃદયનસની પાંખ કરજો,
પણ ઙયન ના મંદ કરજો,
બૃહદ્યજ્ઞે મારું લઘુક બલિદાને ય ધરજો.



માર્ચ ૧૯૩૦

# સંજીવની

• ખંડ શિખરિણી •

તજેલી માયાઓ,
મહેચ્છા છાયાઓ,
મરેલી કાયાઓ,
પુનરપિ બધી જીવિત થતી,
સુકેલી ડાળીઓ અભિનવ સુપત્રો પ્રગટતી,
અહા, મારી વાડી નવકુસુમથી આજ લચતી,
સુરભિપવનોથી બહકતી,
મધુકરરવે આર્દ્ર બનતી,
ઉષા અંગેઅંગે નભપટતરંગે વિહરતી.

અહો જેને છોડ્યાં,
મનો જ્યાંથી મોડ્યાં,
વછોડ્યાં જ્યાં હૈયાં,
હૃદય સરસાં આવી ઠરતાં,
ઉવેખ્યાં વૈરાગ્યે પ્રણયભરતીએ ઉભરતાં,
તજ્યું જે તે આજે કરમહીં પડે આવી સહસા,
ભવનભવને સ્નેહવરષા
હસતી વરસે સુન્દરરસા,
ચકોરોના દાઝ્યા અમરત પિયે દેહ તરસ્યા.

જુલાઇ ૧૯૩૦

# તમને

શિખરિણી

અડો મા, જોજો હાં ! કઠણ કરસ્પર્શે વિકસતું
મુંઝાશે હૈયું આ, પુનઃ કદિ યે ના વિકસશે,
ગુંજાશે એની શી ? મૃદુલ વચનોથી જ હસશે.
વઢો મા, શાંતિથી હૃદય નિરખો મંદ ખસતું.

રડે તો રોવા દો, જતું મનસુઝ્યે છો પથ ઘડી,
ભલેને કૂટાતું, ભટકી અથડાઇ વન વિષે
બલે એ પોતાને નિજ સદનપે આખર જશે,
પડે તો વાંધો ના, શિશુ શું ઉઠશે એ પડી પડી.

ઘડી બે શાંતિથી વહન નિરખો આ ઝરણનું,
દ્રવ્યું છે એ પ્હેલું, દ્રવન હજી યે છે નહિ સમું,
સર્યું આ બિન્દુ કુહે : 'વહતું હમણાં કેમ વિરમું ?
નડી જો ના બાધા, વટતરુ બને ક્ષુદ્ર કણનું.'

જરા થોભો, લાગે રસકસ જરા તો હરખજો,
નમાલું દેખો તો મનગમતું બોલી ઘર જજો,
તણાતાં આભારે નહિ હૃદયને દુઃખ રજ તો,
ધરામાતાખોળે લળતું લળતું એ મળી જજો.

જુલાઇ ૧૯૩૦

# બુદ્ધનાં ચક્ષુ

• શિખરિણી •

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણાં,
ઉગ્યાં ને ખીલ્યાં ત્યાં કિરણકણી આછેરી પ્રગટી,
પ્રભા ત્યાં ફેલાઈ જગત પર દિવ્યા મુદતણી,
હસી સૃષ્ટિ હાસે, દલ કમલનાં ફુલ્લ બનિયાં.

પ્રભો ! જન્મેજન્મે કર ધરી કંઇ શસ્ત્ર ઉતર્યા,
નખાગ્રે, દંતાગ્રે, દમન કરિયું શબ્દછળથી,
સજ્યું કે કોદણ્ડ, ગ્રહી પરશુ, ચક્રે ચિત ધર્યું,
તમે આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા.

વિધાતાનાં દીધાં નયન કરીને બંધ જગ આ
ભુજાએ ઝૂઝંતું કુટિલ મનનો આશ્રય લઇ,
પ્રભો ! આવી આપે નયન જગને અર્પણ કર્યાં,
ભમંતું અંધારે જગત નવ ચક્ષે જગવિયું.

મથ્યા લોકો ખુલ્લાં નયન કરવા બંધ પ્રભુનાં,
પુર્યાં કિલ્લે, મ્હેલે, રમણીભુજને પિંજરવિષે;
વિદાર્યાં એ બંધો, નયન ઉઘડ્યાં ચેતનભર્યાં,
ન ઊંઘ્યાં જાગેલાં મુરછિત દગોને જગવિયાં.

ફરી ખૂણેખૂણે જગત નિરખ્યું નેત્ર સદયે,
લહ્યું : સૃષ્ટિખાડે ખદબદી રહ્યા કીટ જગના,
જરા-વ્યાધિ-મૃત્યુ ત્રિવિધ વમળે ડૂબી મરતા,
અને બીજા જીવો ઉપર નભતા જીવ નિરખ્યા.

ઘુમ્યાં શાંતિઅર્થે વનવન, તપો તીવ્ર તપિયાં,
ન લાધ્યું ઇચ્છેલું, નયન ભમતાં ત્યાં વિરમિયાં;
સર્યાં તે મીંચાઇ નિજ હૃદયને સાગરતલે,
ઠરી આત્માગારે વિરલ લઇ મુક્તા ઉઘડિયાં.

અને આત્મસ્નાને અધિક થઇને આર્દ્ર નયનો
ખુલ્યાં ના ખૂલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી,
વહી તે ફેલાતી સભર જડ ને ચેતન વિષે,
કૃપાગંગાસ્નાને અવગતિ ટળી જીવ સહુની,

ઉધારી સૃષ્ટિને નયનજલથી ચક્ષુ પ્રભુએ
શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અંતર ખુલ્યાં;
પછી ઝંઝાવાતો ઉમટી કદી એને મુંઝવતા,
તુફાનો દાબી એ દ્વિગુણ બલથી તે ચમકતાં.

હવે ના મીંચાશો નયન કદિયે જે ઉઘડિયાં,
દયાની ગંગા આ પરમ તપઅંતે ઉતરી, તે
અખંડા વ્હેતી રહો કઠણ તપના સિંચનથકી,
વહો ખંડેખંડે, પ્રતિ ઉર વહો તસ જગને.

સપ્ટેમ્બર ૧૯૩૦

પ્રભો, તેં બી વાવ્યાં જગપ્રણયનાં ભૂમિઉદરે
ફળ્યાં આજે વૃક્ષો, મરણપથ શું પાપ પળતું !

સપ્ટેમ્બર ૧૯૩૦

# ભરતીએ ઓટે

• અંજની •

વહાણ તટે સળવળ્યાં જળસ્પર્શે,
લંગર સૌ ઉપડ્યાં, સઢ ચઢશે,
ભરદરિયે નાવિક ઝૂકવશે
ચઢતી ભરતીએ.
પંકજદલ ઉઘડ્યાં શશિસ્પર્શે,
ગાન ચકોરતણું નભ ભરશે,
સાગરનું દિલ મુગ્ધ ઉછળશે,
જીવનભરતીએ.

ચન્દ્રકળા થઇ અસ્ત અભાગી,
સાગરનીર ગયાં તટ ત્યાગી,
રડતાં તટતરુ ‘ હા, અણુરાગી !’
ઓસરતી ઓટે.
વ્હાણ વળ્યાં જળસફરો ખેડી,
આશાહુલાસ ઉરેથી ઉખેડી,
રે, અબ ઓઢવી મૃત્યુપછેડી
જીવનની ઓટે.

સપ્ટેમ્બર ૧૯૩૦

# કાવ્યપ્રણાશ

• પૃથ્વી •

## ભ્રમણ

ભમું જગત ન્યાળવા, જગતકાવ્યને ચાખવા
ઉઠેલ મનસ્વપ્નને નજરથી સગી પેખવા,
પ્રયત્ન અવિરામ માંડી ઉરતોષ માટે ભમું.

અગાધ ઉદરે મહાન ધનવાન અંભોધિના,
સમૃદ્ધ ગિરિઓતણી ફળવતી વળી ખીણમાં,
પ્રકૃષ્ટ ઘન ભેટતાં શિખર વ્યોમચુંબી પરે,
જલે છલકતાં અનેક સરિતાકુલોના તટે,
લચંત મધુ સૌરભે કુસુમપુંજમાં, કૂજતા
મયૂર જહીં કોકિલો, ભ્રમરગુંજિયા કુંજમાં,
ભમું હું ભટકું નિગૂઢ પ્રકૃતિપ્રભા પામવા;
અને મરુતરાજ સંગ ગગનો ય ખૂંદી વળું.

ભમું મનુજલોકમાં, ઉઘડતાં લહું બાળુડાં,
કુમારસુકુમારીઓ જગત ખેલતાં આંગણે,
કિશોરદિલમુગ્ધતા, નિજ રસે રસી સૃષ્ટિને
જવાન દિલ ઝૂઝતાં વિજયહારથી શોભતાં,
થઇ વિજયપ્રૌઢ તે જગતડ્હાપણો ડોળતા,
ધરી હૃદયમાં પ્રિયાપ્રણયઊર્મિઓ રાચતા,
સુપુત્ર પ્રગટાવી સૃષ્ટિસરણી દિપાવ્યે જતા,
લહું મનુજજાતિ બાળક, યુવાન, વૃદ્ધા થતી.

લહું નવવિવાહિતા પ્રણયિનીતણી ઊર્મિઓ,
છલંત નજરે લહું સરિત સ્વાર્પણોની મુંગી,
ક્યહીં વિમળ, મ્લાન ક્યાં, મુદભરી ક્યહીં દુઃખિની,
વહંતી અવિરામધાર મળતી જઈ સાગરે.

લહું અતલ સાગરે સફર ખેડતા નાવિકો,
લહું વિકટ પૃથ્વીમાં હળ ચલાવતા ખેડુતો,
બની જટિલ અબ્ધિ સંગ જડ નાવિકો ઝૂઝતા,
બની બળદ સંગમાં બળદ ખેડુઓ ખેડતા,
વિદારી ગિરિપેટ શક્તિ બહુવંત, આ પૃથ્વીના
ઉરે જ્વલત ભૂખના જ્વલનકેરી શાંત્યર્થ આ
સૃજે નિજ શ્રમેથી અન્નફળ પુષ્ટ, એવી લહું
મચી મનુજમેદની વિકટ જિન્દગીજંગમાં.

લહું જગતસાગરે મનુજયત્નઆન્દોલને
ઉડંત જલબિન્દુઓ વિવિધ સિદ્ધિનાં, રંગથી
રચે નવલ રંગપૂર્ણ પડદો ચિદાકાશપે,
અને અવર સૃષ્ટિ ધન્ય પ્રગટે ય આ દૃશ્યથી.

મહા ભવન ઉચ્ચ ભવ્ય પ્રતિભાતણાં ત્યાં ખડાં,
લસે નવ રસે પ્રફુલ્લ સરિતા મહા કાવ્યની,
અનેક ગિરિમાળ ત્યાં પ્રખર ચિન્તકોની ખડી,
અહો, ઉપવનો, ફળો, સુરભિઓ લહું, હર્ષું હું.

પ્રયત્ન મુજ ઇષ્ટમાં મલિન તત્ત્વ શું કૈં, પ્રભો?
થતાં મધુર દૃશ્ય શાંત, લય સૃષ્ટિ મીઠી થતી,
અને ધખતી ભઠ્ઠીમાં પ્રજળતી લહું કલ્પના.

## દર્શન

સુકે રસભરી ધરા, ગિરિવરો, સરિત્શ્રેણીઓ,
વનો ગહન, વાયુવૃન્દ, કુસુમો, નિકુંજો, અને
મહા જલધિગાન, રમ્ય પ્રકૃતિતણા વૈભવો
ન રમ્ય મધુરાં સદા, ફળવતાં ન મીઠાં સદા;
તહીં ય કર કારમો જવનિકા પુંઠે દશ્યની
રહે નિજ કશળ રૂપતણું ભાન દેતો સદા.

પ્રચણ્ડ જલપૂરથી ઉભરતી નદી એની એ,
તુફાની પવનો થતા, ઉદધિ એ જ ગાંડો થતો,
ધરા રસભરી જ આ થથરતી દયાહીન શી
ધ્રુજે ધણધણે પ્રચણ્ડ રસ અગ્નિનો રેલતી.
ભર્યાં સુરભિથી સુકાય ફુલડાં, રસોથી ભર્યાં
ફળો ખરત, કીટ કોરી ઉર ખાય ચૂસી, અને
સુકાય રસવેલ, વૃદ્ધ વણસે, ન રે પાંગરે.
દશા પ્રગટ આ શું સર્વ રમણીય સૃષ્ટિતણી ?

નિકુંજ ટહુકે ભરી હૃદયગાન રેલાવતા
રસો, મધુર ગીત, ઉચ્ચ સ્વર કોકિલાના મીઠા
મટ્યા, ન ટહુકાર એ અમૃતધાર, આ ઊભરા
નથી પ્રણયના જ, આગ ધખતી અદેખાઇની,
ન અન્યતણું ગાન રમ્ય સહતાં શકી, સૂરને
પ્રલંબ કરતી લવે, વિફળતા લહી થંભતી,
અરે, કપટમાંહિ જન્મી પરઘેર જે ઊછરે
ત્યહીં દિલ ઉદાર મત્ત રસ રાગ ઉલ્લાસ ક્યાં ?
નહીં, પ્રકૃતિદત્ત કણ્ઠકકળાટ એ તો ભુંડો.

વળી ગગનગેબને ગજવતા ગહેકી સદા
ત્રિભંગ રચી ડોકનો, અજબ પિચ્છસૌન્દર્યથી,
સ્વરે, બદનવૈભવે, હૃદય મેઘપ્રેમાકુલે
ગણંત જગ જે મયૂરગણને, ન એવું લહું.
સુપિચ્છ બસ ભાર શો ગગનસ્હેલ રોકી રહ્યો,
અને ઘન નિહાળતાં બહુત ઉચ્ચ કેકારવો
ભયે ધડકતા અશક્ત ઉરના વિલાપો મહા.

ન કોકિલ, મયૂર, ચાતક, ચકોર એકે નહીં
લહું અમ જને કરેલ મનકલ્પના ધારતું.
નહીં વિહગસૃષ્ટિ રંગ, કલનાદ, સૌખ્યેભરી
વિમુક્ત નિત માણતી પરમ પ્રાણઉલ્લાસને.
અહીં કુટિલ જીવનાર્થ કલહો લહું કારમા,
નહીં ક્ષણ વિરામ, આ પ્રકૃતિરક્તવક્ત્રા સદા;
ભયે, બલમદે, પ્રલોભવસળે, અદેખાઇએ,
અને ઉદરપૂર્તિની પ્રખર વાસનાએ ભર્યાં
હરેક પશુ પ્રાણી જોઉં, ક્યહીં સ્વપ્ન ત્યાં હર્ષનું ?

જઉં મનુજ લોકમાં, કવિપ્રશસ્ત એ બાલ્યમાં
વિરાજત લહું અનેક શિશુ, હાસ્ય, ક્રીડા અને
કલોલ કુમળા થકી જગતપાટલે ઈશનો
લઇ શું પયગામ પ્રાણ નવલાતણો આવિયાં.
અહીં ન જગની ઉપાધિ, નહિ આધિવ્યાધિ કંઇ
પ્રફુલ્લ નિત પ્રાણવંત મધુ શૈશવી સૃષ્ટિ યે
સરે, ન શિશુઓ લહું કવિમુખેથી જેવાં સુણ્યાં.

અહીં વિવશતા, પરાશ્રય, ઉરે અસંતોષ કૈં

દહે સતત કાળજું, જગતઆધિવ્યાધિ થકી
વિદગ્ધ શિશુઓ લહું, ગહન દુઃખ એનાં ય રે:
દરિદ્ર જન, મૂઢ, મત્ત ઘરમાં નિરાધાર એ;
લઇ જનમ જીવનાર્થ ગ્રહતાં મળ્યું જે કંઇ,
સમસ્ત જગને ન કોઇ પયગામ ત્યાંથી મળે,
સદા જગકનેથી ના શિશુ ગ્રહે ય સત્કાર રે.

સુપુખ્ત થઇ બાળકો જગ સમાં થવાને ચહે,
અને કંઇક લોક બાળક સમાન થાવા ચહે,
ભ્રમે ઉભય; શું ભમે? હૃદય ડામતો પ્રશ્ન આ
ઉઠે, રુદન, ભાંગફોડ શિશુના ય કંકાસ એ
પડે કરણ ને તહીં શિશુદશાનું સ્વપ્નું સરે.

ન તોષ, નહિ સ્વાસ્થ્ય, નિત્ય ઉકળાટ આ આદિનો
વધે દિનદિને, કિશોર વય ત્યાં પધારે, અને
યુવાની ફુટતી, ઉઠે પ્રણયલ્હેર, રે, માનવી
પડે અતલ જીવને સતત ઝૂઝતો અન્ય શું.
અહો સ્વપન મુગ્ધ સૌ વિજય પ્રેમનાં ત્યાં ઉડે,
કઠોર ભટકાય જીવનતણી દિવાલો અને
કયહીં ય મૃદુ ખ્યાલ જાય પિગળી જુઠા ચિત્તના.

'નહીં, પુરુષજીવને સતત ઝૂઝવું કારમું
તહીં સુખ, વિરામ કૈં જ નહિ, એક આરામની
રચી જ સુખસેજ અંતર પ્રતપ્તને ઠારવા
સુધાકળશ સ્ત્રી: ઝરે રસ, પ્રહર્ષ, માધુર્ય, આ
મહા ધધખતા રણે પ્રભુ સર્જેલ રે વીરડી,'
સુણી કવિજનોની એમ રમણી પ્રશસ્તિ ફરું,

અને વિમલ ભાવથી ચરણ નારીને જૈ ઠરું.

અહો કરુણ, ક્લિષ્ટ જીવન દુઃખાર્ત તેનું લહું :
સદા વિધિતણે કરે, પુરુષને કરે, રે, પડી,
ચુસાતી ભરખાતી હા વિષયરક્ત આ લોકથી,
અલંકૃત, સજેલ વસ્ત્ર, રમણીય હો સુન્દરી !
ઘડ્યું તવ શરીર સુન્દર, સુખી ઘડ્યું કાં ન તો ?
રહે જગત તું થકી વિધિ ટકાવતો, કિંતુ ના
ચહે જ લવલેશ રે તવ ટકાવ, પુષ્પો ફળો
લઇ નિઠુર માળી શો ફટ ઉખેડતો વેલડી.

અતૃપ્ત, અવિમુક્ત, આર્ત તવ જિન્દગીના તટે
રડી હૃદય હા પડે, તવ ગભીર ઔદાર્યની
સદા વહત શીત સૌમ્ય બલિદાન સ્રોતસ્વિની-
તણાં વિમલ વારિને નયન ધારું, ના રાચવું,
વિલાસવું ન, હર્ષ, સૌખ્ય, રસધામ આંહીં ન રે,
ન રે ક્યહીં ય પ્રાણનો વિમલ શુદ્ધ ઉત્કર્ષ રે,
મહા કરુણ કારમું જગતવૃત્ત ભાળું, દ્રવું.

અને નયન મીંચી હું ઉતરું ભાવનાદેશમાં,
વિભૂતિ લહું ભૂતકાળતણી, સર્વથા ઇષ્ટ એ
હતો સમય, સત્ય આદિ યુગ પ્રાણ સાચાભર્યો.
નહીં જગતમાં કદી સત અસત્ય ઓછાં હતાં,
અહો, ઋષિયુગે હતા પ્રબળ દૈત્યને દાણવા,
દયાળુ પ્રભુ રામશાં દરદ કોઇએ ના સહ્યાં,
પડ્યું સ્વકુળ દુષ્ટને હણવું કૃષ્ણયોગેન્દ્રને,
મહા વિભવ હોમિયા ઉર કઠોર થૈ ભારતે

અને યુગસમૃદ્ધિ શા નરજનો મહા રાજવી
અશોક, શશિગુપ્ત, તેજભર કીર્તિવંતાં કુલો
સિકન્દર સમેત સૌ અહુ ગયા, બચ્યા કોઇ ના,
બચ્યું ન કંઇ એમનું, ગજબ જંગ જામ્યા સદા;
પ્રચણ્ડ મુખ ફાડી કાળ ગ્રસતો લહું માનવી–
તણાં સકળ કાર્ય. ઉચ્ચતમ અલ્પ સૌ ત્યાં બળ્યા,
અને ભસમ સર્વની જ સ્મૃતિરૂપ જોવી રહી.
પુરાણ, ઇતિહાસ, કાવ્ય, સહુ દર્શનો, ફિલ્સૂફી,
પ્રયત્ન નરજાતિના વિફલ, કાળસામર્થ્યની
કથા કથત હું લહું, જગત સર્વ કૌટિલ્યના
ઝુકે ચરણમાં, વિદાય પ્રભુએ શું હ્યાંથી લીધી.

અહો ભસમ ભૂતની વિવશ દૈન્ય દૌર્બલ્ય ને
અપાર દુઃખ વર્તમાન યુગનાં મળી કેવું રે
ભવિષ્ય રચશે? વિચાર કરતાં બનું મૂઢ હું,
ભવિષ્ય ગમ આંખ શ્રાન્ત નહિ લેશ માંડી શકું.

સમાધિ

અને ભ્રમણ મારું સંકલિત હું કરું, વિશ્વની
કઠોર લહી યોજના, વિહગ, પ્રાણી ને માનવી–
તણાં વિવશ, ક્રૂર જીવન લહી ભર્યાં દર્દથી
ચહે ન જગમાં હવે જ મુજ કલ્પના જીવવા.

ઉઠેલ મુજ સ્વપ્ન સર્વ શમજો, મહેચ્છા મટો,
મટો રસિક ભાવના, નહિ જ ભૂમિ આ સ્વપ્નની.
ચલો સકળ હાર્દ, ચિત્ત, રસ, કલ્પના માહરાં
તજી નિઠુર વિશ્વ આ જલસમાધિ લેઇએ બધાં,

અને વિમલ ભાવથી ચરણ નારીને જૈ ઠરું.

અહો કરુણ, ક્લિષ્ટ જીવન દુઃખાર્ત તેનું લહું :
સદા વિધિતણે કરે, પુરુષને કરે, રે, પડી,
ચુસાતી ભરખાતી હા વિષયરક્ત આ લોકથી,
અલંકૃત, સજેલ વસ્ત્ર, રમણીય હો સુન્દરી !
ઘડ્યું તવ શરીર સુન્દર, સુખી ઘડ્યું કાં ન તો ?
રહે જગત તું થકી વિધિ ટકાવતો, કિંતુ ના
ચહે જ લવલેશ રે તવ ટકાવ, પુષ્પો ફળો
લઈ નિઠુર માળી શો ફટ ઉખેડતો વેલડી.

અતૃપ્ત, અવિમુક્ત, આર્ત તવ જિન્દગીના તટે
રડી હૃદય હા પડે, તવ ગભીર ઔદાર્યની
સદા વહત શીત સૌમ્ય બલિદાન સ્રોતસ્વિની–
તણાં વિમલ વારિને નયન ધારું, ના રાચવું,
વિલાસવું ન, હર્ષ, સૌખ્ય, રસધામ આંહીં ન રે,
ન રે કયહીં ય પ્રાણનો વિમલ શુદ્ધ ઉત્કર્ષ રે,
મહા કરુણ કારમું જગતવૃત્ત ભાળું, દ્રવું.

અને નયન મીંચી હું ઉતરું ભાવનાદેશમાં,
વિભૂતિ લહું ભૂતકાળતણી, સર્વથા ઇષ્ટ એ
હતો સમય, સત્ય આદિ યુગ પ્રાણ સાચાભર્યો.
નહીં જગતમાં કદી સત અસત્ય ઓછાં હતાં,
અહો, ઋષિયુગે હતા પ્રબળ દૈત્યને દાણવા,
દયાળુ પ્રભુ રામશાં દરદ કોઈએ ના સહ્યાં,
પડ્યું સ્વકુળ દુષ્ટને હણવું કૃષ્ણયોગેન્દ્રને,
મહા વિભવ હોમિયા ઉર કઠોર થૈ ભારતે

અને યુગસમૃદ્ધિ શા નરજનો મહા રાજવી
અશોક, શશિગુપ્ત, તેજભર કીર્તિવંતાં કુલો
સિકન્દર સમેત સૌ અહીં ગયા, બચ્યા કોઇ ના,
બચ્યું ન કંઇ એમનું, ગજબ જંગ જામ્યા સદા;
પ્રચણ્ડ મુખ ફાડી કાળ ગ્રસતો લહું માનવી-
તણાં સકળ કાર્ય, ઉચ્ચતમ અલ્પ સૌ ત્યાં બળ્યા,
અને ભસમ સર્વની જ સ્મૃતિરૂપ જોવી રહી.
પુરાણ, ઇતિહાસ, કાવ્ય, સહુ દર્શનો, ફિલસૂફી,
પ્રયત્ન નરજાતિના વિફલ, કાળસામર્થ્યની
કથા કથત હું લહું, જગત સર્વ કૌટિલ્યના
ઝુકે ચરણમાં, વિદાય પ્રભુએ શું હ્યાંથી લીધી.

અહો ભસમ ભૂતની વિવશ દૈન્ય દૌર્બલ્ય ને
અપાર દુઃખ વર્તમાન યુગનાં મળી કેવું રે
ભવિષ્ય રચશે? વિચાર કરતાં બનું મૂઢ હું,
ભવિષ્ય ગમ આંખ શ્રાન્ત નહિ લેશ માંડી શકું.

## સમાપ્તિ

અને ભ્રમણ મારું સંકલિત હું કરું, વિશ્વની
કઠોર લહી યોજના, વિહગ, પ્રાણી ને માનવી-
તણાં વિવશ, ક્રૂર જીવન લહી ભર્યાં દર્દથી
ચહે ન જગમાં હવે જ મુજ કલ્પના જીવવા.

ઉઠેલ મુજ સ્વપ્ન સર્વ શમજો, મહેચ્છા મટો,
મટો રસિક ભાવના, નહિ જ ભૂમિ આ સ્વપ્નની.
ચલો સકળ હાર્દ, ચિત્ત, રસ, કલ્પના માહરાં
તજી નિઠુર વિશ્વ આ જલસમાધિ લૈએ બધાં,

ન ઠામ ટકવા ઠરી જગતમાં હવે આપણે.
ધરી હૃદય આશ દિવ્ય રસ-પ્રાણ-ચૈતન્યની
વસીશું જલધિતળે ગહન વારિની ગોદમાં;
અને પરમ સત્ય, પ્રાણ, જગહાર્દને પામવા-
તણી હૃદયચાહના વ્યરથ હોય તો ત્યાં જ રે
સમાધિ ગ્રહશું સદા, હૃદયભાવ સાચો જ જો
પડયાં રહી તહીં કદી વિમલ મોતીરૂપે થશું,
અને જગતટે સ્વયં નિકળશું જ, કે કોકના
કરો જલધિ ડ્હોળતા, વિમલ મૌક્તિકો ખોળતા
કયહીં નિદરતાં પડયાં જલધિપેટથી કાઢશે,
મઢી મુકુટ કોકને, જગતચિત્ત આહ્લાદશે.

ઓકટોબર ૧૯૩૦

# સાફલ્યટાણું

• સ્રગ્ધરા •

વીણાનાં ગાન થંભે, નિજનિજ વ્યવહારો તજી વિશ્વ દેખે,
આંખો આશ્ચર્યઘેરી સમયગતિતણે ચિન્તને જૈ વિરામે:
સૂતેલા આજ જાગે, નયનથી નિરખી જાગતા લોક દોડે,
દોડેલા ત્યાં ઝઝૂમે, અડગ કદમ ત્યાં ઝૂઝતા સિદ્ધિ પામે.

વિદ્યુત્વેગે મુમુક્ષા અણુઅણુ પ્રસરે લોક આબાલવૃદ્ધે;
વ્હાલાંનાં વ્હાલ, તાજાં તનુજ કુસુમ શાં, ચિત્તની કૈં મહેચ્છા,
સિદ્ધિઓ ઝિન્દગીની, રજરજ કરીને સંચિયા દ્રવ્યઓઘો,
પ્રાણો ઉત્કર્ષશોખી ધસીધસી જનનીઅંચળે આવી પૂગે.

આવે આવે ફરી સૌ દિવસ રજની, એ સૂર્ય, એ ચંદ્ર ઊગે,
આવે સંપત્તિ પાછી, સુખમય સમયો આવતા, ઝિન્દગીઓ
આવે એકેક પાછી, મરણ પણ મળે કેટલાં કીર્તિમીઠાં,
રે, આ સાફલ્યટાણું યુગયુગ પલટે તો ય પાછું ન આવે.

વ્હાલાં, આ લ્હાવ મોંઘો, ધનબલગુણની સિદ્ધિથી યે મહાન,
મોંઘેરો જીવનોથી, વિરલ યશભર્યાં મૃત્યુથી યે મહાન.

ઑક્ટોબર ૧૯૩૦

# સત્યં શિવં સુન્દરમ્

• શાર્દૂલવિક્રીડિત •

વિશ્વે વિશ્વ થયાં ખડાં પ્રથમતઃ આધાર જેનો લઈ,
ને વ્યાપી વિલસી નસેનસ રહ્યો સર્વત્ર જે પ્રાણ શું,
સૃષ્ટિઓ પલટે, મટે, પણ ટકે અંતે બધાને ય જે,
જેમાં બુદ્બુદ શાં જગત્ વિહરતાં, તે સત્યમૂર્તિ પ્રભુ.

વારંવાર સમુદ્ર આ ઉછળતો સંક્ષુબ્ધ, તોફાનના
નાદો ઘોર ચડે નભે, ગડગડાટે વિશ્વ મૂર્છા લહે,
ન્યાળી ચેતનવંત સૌમ્ય નજરે સંઘટ્ટનો વિશ્વનાં,
વારી વારી મુકે પથે શિવતણે કલ્યાણમૂર્તિ પ્રભુ.

ને આ સૃષ્ટિ લસે હસે પ્રભુતણે સ્પર્શે, કૃપા નીતરે,
ખીલે ત્યાં રસફુલ્લ વાડી ભવની, સૌન્દર્યસ્રોતો ઝરી
ઠામેઠામ વહે સુકે, કલુષિતે, અંધારઘેરે જઈ,
સ્પર્શી જીવન નવ્ય ભવ્ય પ્રગટે સૌન્દર્યમૂર્તિ પ્રભુ.

સત્યે સ્થાપી, ઉછેરીને શિવ થકી, સૌન્દર્યધારે રસે,
વંદું એ ત્રિગુણે લસંત વિભુને સત્યં શિવં સુન્દરમ્

ઑક્ટોબર ૧૯૩૦

# કાલિદાસને

• શિખરિણી •

અહો ! સૃષ્ટિક્ષેત્રે વિવિધ પલટાતે નવફૂલે
ખિલી કૈં વાડીઓ કવિજનતણી આર્દ્ર, બલદા,
સમૃદ્ધા, શ્રીવંતી, સકળ કરમાઇ, પણ અરે,
સદા તારી લીલી મધુરસભરી નિત્ય મઘતી.

તદા મારે બાલ્યે ગુરુજનતણી અંગુલિ ગ્રહી
ભમંતાં વાડીમાં તવ ફલિત પુષ્પો નિરખિયાં,
પ્રસાદે તેઓને રજરજ ખણી છાલ જ ચુસી,
અહા ! એ મીઠાશે ફળ કટુ થયાં અન્ય સહુનાં.

દિનોના દી બેઠો પ્રતિ તરુતળે સ્વાદ ગ્રહતો,
ફળો એનાં લાગ્યાં અધિક મધુરાં ચર્વણથકી,
લહ્યું લોભી હૈયે ફળ બસ થશે શું મુજ લિયે ?
ખુટ્યાં ના ખાધાં એ, અધિક વધિયાં ભક્ષણથકી.

અહો ! મેં દીઠો તે રઘુવરતણો વંશવગડો,
સુરંગે, પત્રે તેં કવિવર ! ઉગાડ્યો સુકવને,
તપશ્ચર્યા સેવી, પરમ બલિ યજ્ઞે અરપિયા,
અને કીર્તિક્ષૌમે સ્વકુલ છવર્યું દિગ્વિજયના.

ઉમા મુક્તાવેણી તપસરવરે મગ્ન નિરખી,
કુમારે દીઠો મેં પુનિત તપથી જન્મ ધરતો,
અહો ! એ દેવોની તપસુરભિથી આર્દ્ર ગિરિના
ભમ્યો કાવ્યક્રોડે મુખ નિરખતો દિવ્ય ગુરુનાં.

ફસાઇ રાજાના પ્રણયવમળે દીન અબળા
તણાતી દીઠી હા, તપવન વિષે મ્લાનવદના,
ટળી મૂર્છા, સાચા પ્રણયઅભિસારે ઉભય તે
મળ્યાં પાછાં, પામ્યાં ભરત કલગી શો પ્રણયની.

જતો છાંટચા તારા અભિનવપથે કલ્પનજલે
લહો સ્નેહે પૂર્યાં તવ વચનથી મેઘ પળતો,
અને યક્ષાગારે વિરહબળતી શ્યામળ તનુ
લહી મેઘોદ્ગારે હૃદય ધરતી હામ અબલા.

અહો ! એ વિશ્વે તો કૃતયુગ તમે સર્જન કર્યો,
મહા સામ્રાજ્યોનો બળવિભવ સત્ત્વે વિતરિયો,
તપશ્ચર્યાધૂમ્રે પુનિત વનથી ભારત ભર્યું,
અને સાચા સ્નેહે જ્વલનતપઆદર્શ પ્રગટચો.

અહો ! તે કાળે તો કવિવર ! મહા દિવ્યજગમાં
હશે તું ઘૂમંતો વિજય-રસ-સૌન્દર્યભવને,
ખરે, ત્યારે સાચા શિવ પણ થઈ તુષ્ટ ઉતરે,
અને સંદેશાઓ જડ પણ લઇ મેઘ જ પળે.

અહો ! તારે કાળે શિશુ પણ રમે સિંહશિશુથી,
વિલાસો ત્યાગીને મૃદુલ રમણી શાંત તપતી,
મહા સત્ત્વે પૂર્યો, પ્રણય શુભથી, વીર્ય, ગુણથી
હતો એ સંતોનો યુગ, કવિગુરો ! ગૌરવભર્યો.

પ્રભા એ વીલાઈ, ગહનતમ અંધાર ઉતર્યા,
ગયાં એ સામ્રાજ્યો, જ્વલન તપના શાંત બનિયા,
અને જામ્યા ગાઢા અવનતિથરો ભારત પરે,
બચ્યું ના આજે કૈં, સમયવદને ગ્રાસ બનિયું.

અને આજે તારા વિમલમુખ આદર્શપટમાં,
લહી છાયા તે તે સુખસમયની શોક વખતો,
કથા ચૂંથી શોભે નહિ પ્રિય કવે, આ પતનની,
હશે જાણ્યું જોયું સકળ તવ તે કાન્ત નયને.

ચહું નિત્યે તારે યુગ વિહરવા કાવ્યભવને,
અને આ જંજાળો મથું વિસરવા જીવનતણી.
લઇ તારી દીક્ષા તવ ચરણ મેં આસન કર્યું,
મને લાધી શિક્ષા તવ કવનમાં કર્મયુગની.

અહો ! શું શિક્ષાથી રઘુકુળતણી કર્મબળની,
મહત્તા ત્યાગોની, તપતપનની, બુદ્ધ દિલની,
ઉઠયા ધૂમ્રો પાછા, તપવનતણો અગ્નિ પ્રજળ્યો,
મહા સત્ક્ષેત્રે આ સુભગ બલિદાનો પ્રગટિયાં.

અને માતાકેરી મુખકમલઆભા પ્રગટવા
પ્રયત્નો મંડાયા, પ્રવર રણમાં પંથ પળિયા,
કવે ! તારા સર્જ્યા ભરતશિશુના પુત્ર સહુ આ
મથે પાછા સાથે જનકયુગને મૂર્ત કરવા.

અહા ! પાછા જામ્યા સમર રઘુ ને દાનવતણા,
દિલીપો દેતા કૈં નિજ બલિ બચાવા સુરભિને,
ઉમાઓ ઊંડેરાં તપથી શિવપુત્રો પ્રગટતી,
કુમારો તેના ત્યાં સબળ હણુતા દાનવકુળો.

અહો ! યુદ્ધોત્સાહો રઘુકુળતણા ભારતપટે
વળી જામ્યા આજે, કવિકુલગુરો ! નેત્ર નિરખું,
તરે આંખો સામે મધુર તવ ચિત્રો કવનનાં,
પગો પાસે જોઉં ખળળ વહતી યુદ્ધસરિતા.

અને બેઠો તીરે, પગ છબછબાવું જલવિષે
ઉડાડી આછેરા રજ જળતણા સીકર રચું,
અને આઘે મધ્યે ગહન જળમાં ફાળ ભરતાં
મહા મોજાં દેખું પ્રબળ ધસતાં મુક્તિ ગ્રહવા.

અહીં રુદ્રા રમ્યા સમરસરિતા રંગ ધરતી
મને હો આકર્ષે ગહન જળમાં સ્નાન કરવા,
સગી આંખે સાચે કવન તવ શું મૂર્ત થઈને
વહેતાં દેખી ને, સમરજળમાં હું પણ પડું.

તણાતાં એમાં મેં રણરસસુધાસિકત લહરે,
ભુજાશકિત જાણી મુજ, સમરવારિપ્રબળતા,
અને શક્તિસ્રોતે હૃદય તરતું ગીત જળનાં
સુણીને, પોતે યે મૃદુ ગણગણે ગીત રણનાં.
મથે એ ઉત્સાહે જળ નિજ ભુજામાંહિ ભરવા,
કયમે માયે કૂહો ને ઉદધિજળ નૌકાઉર વિષે ?
સ્મરી તેં જે ધાર્યા કરતલવિષે કાવ્યગિરિઓ,
તજે આશા, ક્યાં તે રવિ, લઘુ શિખા દીપતણી ક્યાં ?

મહા કાવ્યો આજે પ્રગટ ઇતિહાસો યુગતણા,
પડી આ સામગ્રી કવિજન ! મહા કાવ્યકૃતિની,
મને શ્રદ્ધા પાછા કવિગુરુ અહીં જન્મ ધરશે,
અને આ ટાણાને અમર કવને મૂર્ત કરશે.

ઉરે તે આશાથી તમ કવનમાર્ગે જ પળતો
કરું ભેગાં કાષ્ઠો તમ અરથ અગ્નિ પ્રગટવા,
પછી ત્યારે આવી મુજ કવનનાં કાષ્ઠ નિરખી
સડેલાં વાંકાં ને તજી, સરળ ને પુષ્ટ ગ્રહજો.

કૃતાર્થી હું થાઉં, કવન મુજ આ કાષ્ઠ સરખાં
પ્રજાળે હોમાઈ અધિકગુણ કાવ્યજ્વલન જો,
ચહું તેથી તારાં નયન ઉઘડી ક્રાન્તદરશી
મને બોધો રસ્તો ચયન કરવા કાંઈ વગડે.

ડિસેમ્બર ૧૯૩૦

## હસવું ને રડવું

• અંજની •

શૈશવની સિન્દુરપગલીએ,
ભમતો તું અંતરની ગલીએ,
હસતો ફુલડાંની ઢગલીએ,
રમતો ને જમતો.

ફુલડાંને ફળમાં પરિણમવું,
વાદળને વરસી જળ બનવું,
જીવનને જનમી શું કરવું ?
હસવું ને રડવું.

૧૦ મે ૧૯૩૧

# વાદળી

સોનેરી વાદળી
રૂપેરી વાદળી
ઊતરી રે કહાન મારે તળાવ.

સન્ધ્યાપ્રભાતના રંગ ભરી પાંખે,
સૂરજનાં આંજણાં આંજીને આંખે,
સાગરને હૈયે આળોટી એ વાદળી,
અમૃતના ગર્ભ ધરી
ઊતરી રે કહાન મારે તળાવ.

સૂકાં તળાવ, મારાં સૂકાં સરોવરો,
સૂકાં કમળદળ, સૂકો આ વાયરો,
સૂનાં આકાશ મૂકી ના'ઠી'તી વાદળી,
ધરતીનો ફેર ફરી
ઊતરી રે કહાન મારે તળાવ.

નાનું તળાવ મારું પાણીડાં છલકે,
ભીનો પવન કમળ આછેરાં મલકે,
દુનિયાનાં આંસુડાં લોતી એ વાદળી
મલકંતી પ્રેમભરી
ઊતરી રે કહાન મારે તળાવ.

૧૦ મે ૧૯૩૧

# સ્વ૦ શંકર દત્તાત્રેય પાઠકને

ઉપજાતિ–વસંતતિલકા

: ૧ :

તે આજ મૂંગી,
રવહીન મૂંગી,
વિરક્ત વાયોલિન આજ તારી,
પડી અહા પાઠક! આ સતારી,
ને સાજ સૂનો સઘળો પડ્યો આ,
સંગીતના મધુર એ પડછંદ થંભ્યા.

રે, આજ મૂંગી,
સ્વરહીન મૂંગી,
વિરક્ત સંગીતસભા પડી હા !
છાયા અહીં મૃત્યુતણી ખડી, હા !
જે પ્રેરનારો કર આંગળીને
તે અગ્નિને કર પડ્યો જ બળીબળીને.

રે, આજ મૂંગી,
સ્વરહીન મૂંગી,
તે ધૂન સંગીતતણી ઉઠે, હા !
તે રાગ સૂણ્યા પ્રજળી ઉઠે, હા !
ભાર્યો ઉરે મેં તવ જે હુતાશ
તે મૃત્યુફૂંક જગવે કરતી પ્રકાશ.

: ૨ :

એ ગીતધારા,
સં ગી ત ધા રા,
પ્રચણ્ડ વ્હેતી તવ કણ્ઠથી જે,
ને આંગળી રાગઉરે ગુંથી જે,
એ મિષ્ટ ને ભદ્ર પ્રસન્ન ગાણાં
ઊગ્યાં સુણંત પ્રિય પાઠક ! કૈંક વ્હાણાં.

એ ગીતધારા,
તારા ફુવારા,
સંગીતના તે તપના પ્રવાહો,
એ રાગિણીકણ્ઠતણા વિવાહો,
આ શુષ્ક લોકે ભજવી ગયો તું,
સૂકું ધરાતલ રસાર્દ્ર કરી ગયો તું.

એ ગીત ધારા
રસપૂર્ણ ધારા,
સરસ્વતીતંબુરથી ગ્રહી તેં,
ને કાષ્ટદેહે પણ સંગ્રહી તેં,
ગૂંજ્યો ઘણું જીવનતંબુરો એ,
ને બાકી રાગ શિખવા જ ગયો પુરો એ.

: ૩ :

સંગીત થંભ્યાં,
તવ વાદ્ય જંપ્યાં,
ઝંખ્યાં હશે ધામ મળ્યાં તને તો,
ડંખ્યાં મટે ગીત કયમે મને તો?
સંગીતનાં ચાતક આ રડે હ્યાં,
પ્રેમીઉરે મરણઘા વસમો પડે હા!

રે, ગીત થમ્ભે,
પણ કોણ જમ્પે?
ઝંકાર વીણા કરતી ભલે ના,
હવે ન ઊઠે સ્વર તો ભલે ના,
અમૂર્તનું મૂર્ત થએલ ગાણું
છો ને અમૂર્ત મહીં લીન થયું જ ગાણું.

પ્હેલાં હતું ના,
હમણાં થતું ના,
એ ગીત ક્યાંથી પ્રગટ્યું ન જાણું,
એ પ્રેરણા જીવનની શું માનું?
અનંતનું ગીત અગમ્ય ન્યારું
ગાઈ ગયું ઘડિક પાઠક! બીન તારું.

૨૩ જુલાઈ ૧૯૩૧

# પગલાં

દરિયાને તીર એક રેતીની ઓટલી
    ઊંચી અટુલી અમે બાંધી જી રે,
પગલું તે એક એક પાડે મહેમાન એમ
    રામજીની આણ અમે દીધી જી રે.

પહેલા મહેમાન તમે આવો, સૂરજદેવ,
    પગલું સોનાનું એક પાડજો જી રે,
પગલામાં નવલખ તારાની ભાત ને
    સંધ્યાના રંગ એ'ક માંડજો જી રે.

બીજા મહેમાન તમે આવો, પવનદેવ,
    પગલું ઊંડેરું એક પાડજો જી રે,
પગલામાં વાત લખો પરીઓના દેશની
    ફૂલડાંની ફોરમ પૂરજો જી રે.

ત્રીજા મહેમાન તમે આવો, સમદરદેવ,
    પગલું મોતીનું એક પાડજો જી રે,
પગલામાં મહેલ ચણી સાતે પાતાળના,
    માણેકના દીવા પ્રગટાવજો જી રે.

ધીરે મહેમાન જરા ધીરેથી આવજો,
    પગલાં તે પાડજો જાળવી જી રે,
જોજો વિલાય ના એ પગલાંની પાંદડી,
    બાળુડે ઓટલી બનાવી જી રે.

૩૧ જુલાઇ ૧૯૩૧

# વેરણ મીંદડી

આદમ, તને મીંદડી રે
મધરાતે વેરણ થઇ,
આદમ, તને મીંદડી વેરણ થઇ. ધ્રુવ૦

પીંજવા આણ્યું બે મણ રૂ ને કપાસિયાં મહીં ખૂબ,
ઊંદરભાઇ તે ખાવા રાતરે આવ્યા ધૂબાધૂબ,
ત્યાં ઘરમાં દોટંદોટા થઇ. આ૦
છાપરામાંથી કાણું કરી ત્યાં આવ્યાં બિલ્લીબાઇ,
જાળવી માર્યો ભૂસકો તો યે પડી પથારીમાંહિ,
પીંજરણ કૂદવા લાગી ગઇ. આ૦
દીવાસળીનું ન મળે ઠેકાણું, દીવામાં દીવેટ નહિ,
આદમ બાપડો રતાંધળો, ને પીંજરણ તો રઘવાઇ,
નાનો ત્યારે અલિયો ઊઠ્યો ધાઇ. આ૦
અલિયે ઊઠી લાકડી લીધી, દોડ્યો રસોડા મેર,
ચાર પૈસાની હાંડલી આણી મેલી'તી ચૂલાની બેડ,
અલિયાએ લાકડી ત્યાં ઘુમાઈ. આ૦
ઊંદર નાઠા, બિલ્લી નાઠી, સમકારો જ્યાં કીધો,
બેડ ઉપરની હાંડલી ઉપર અલિયે ફડકો દીધો,
બિચારી હાંડલી ભાગી ગઇ. આ૦
હાંડલી ભાંગી, ઘર તો ભાંગ્યું, વાસણ ન રહ્યું કાંઇ,
કાલ શું મેલવું રાંધવા વાંસણ ચિત્તમાં ચિંતા થઇ,
આદમને નીંદરા વેરણ થઇ. આ૦

૫ સપ્ટેમ્બર ૧૯૩૧

# ભાંગેલી ઘડિયાળને

• શિખરિણી •

હવે કાને મારે મધુર રણકારો નવ પડે,
હવે કાંટા તારા ચકચકિત આંખે નવ ચડે,
હવે ધારી ધારી મુખ નિરખવાનું નવ રહ્યું,
વિના તારા મારા સદનથકી કૈં કૈં શુભ થયું.

પ્રિયે વ્હેલી! મારી મનુજયુવતી મેં ઘર ધરી
પહેલાં તેથી યે તવ તનુલતા મેં કર ધરી,
અદેખી ભામાએ અવળમતિએ વેર જ લઈ,
હણી તારી આજે મૃદુલ તનુને નિર્દય થઈ.

પ્રિયે, આજે મારો કર વિધુર, સૂનો તવ વિના,
થઈ આંખો વ્હીલી નવ નિરખતાં તારી પ્રતિમા,
હવે વારે વારે શ્રવણ ધરું કોને, પ્રિયતમે?
હવે માંડું ક્યાં હું નયન મુજ જોવા પ્રિય, તને?

સુના ખંડે આજે તવ સ્મરણથી હું બળી રહું,
પ્રિયે, જૂનો તાજો ટિકરવ સુણી હું છળી પડું,
હવે વર્ષોકેરો મધુરતમ સંબંધ સમરી
ધરી કાવ્યે તેને કંઈક સ્મૃતિ યોજું હું પ્રજળી.

ધરી જ્યાંથી હાથે નવલ ઝળતી તેજ પ્રતિમા,
તજી મેં ના કો દી, દિનદિન વધી સ્નેહસરિતા,
થઈ અંગી મારી, હૃદય ધબકારે ધબકતી,
સુતેલાં જાગેલાં મુજ નયન આગે ઝબકતી.

તને દેખી જેવી તૃષિત નયને તેવી ન વધૂ,

તને ધારી હસ્તે મૃદુલ મનડે તેવી ન વધૂ,
તને સેવી રાત્રે દિવસભર તેવી નહિ વધૂ,
તને જેવી ચાહી નહિ જ મુજ ચાહી કદી વધૂ.

સભામાં, વર્ગોમાં, રમતમહીં, અભ્યાસસમયે,
પ્રવાસે કે ઘેરે તુજ ન તજી મેં ભેટ કહીં યે,
પ્રિયાને તો વર્ષે દિવસ મહિને એક ક્ષણ બે
હતો હું દેખંતો, કર ધરત કે સંગ ફરતો.

અને અંતે નિષ્ઠા મુજ તુજ વિષે ના સહન થૈ
ખરે, તે દુષ્ટાથી, કલહ સળગાવ્યો કુટિલ થૈ,
ઝુંટાવી હાથેથી, પટકી તુજને ભીંત ઉપરે,
હણી તારી શોકયે, ચિરરુદનગાથા તવ, ખરે.

ભલે ડાહ્યા કહેતા, 'મુરખ, રડ શાને જડ પરે?'
અરે, આ ચૈતન્યે સભર જગમાં શું જડ હશે?
જડોથી ચૈતન્યો પરિભવ ગ્રહે તે જગવિષે
ઉપેક્ષું કાં માની જડ ધબકતા તું જિગરને?

અને જો તું છે રે જડ, જડ અમે યે કયમ નહીં?
અમારા હસ્તોના બલથી ગતિ ચક્રે તવ ગ્રહી,
અમારા હસ્તોએ અવર કર કોથી ગતિ ગ્રહી,
અને બંને જીવ્યાં ઉભય હૃદયો એમ ધબકયાં.

વહેલાં મોડાં સૌ દિલ અટકશે, કિન્તુ ધબકી
સદા સાથે પેલા સમયપ્રભુના વિશ્વઉર શું
જિવી જાણ્યું તેં તો સફળ, પણ આ ચેતન અમે
કહેતા પોતાને કવણ ધબકયા કાલઉર શું?

: ડિસેમ્બર ૧૯૩૧

# સ્વપ્નભંગ

રંગ બેરંગી ઉષાનાં ઓઢણ, આભના તેજઅંબાર,
શીતળ લીલી છાંય વનોની, કોયલના ટહુકાર,
સુણું તુજ ભોમકા એવી રે,
હવે મને નીંદર કેવી રે?

મહેલ આ મારો મેઘવિસામો, અંદર ઝાકઝમાળ,
ખંડમાં ખંડ ને મેડીએ મેડી, વજ્જરબંધ કમાડ,
મને ઊણી આંચ ન લાગે રે,
ચોકીદાર અખંડ જાગે રે.

વાયરા રોક્યા, તેજને રોક્યાં, રોક્યાં પામર લોક,
ઘરમાં મૂક્યા વીજળી પંખા, ગાયનથાળો થોક,
મારે રહ્યું કામ ન કોનું રે,
નહિ દીન મુખનું જોણું રે.

રંગ ને રાગ મચાવ્યા અંદર, મોહમદિરાનું પાન,
ભોગનાં ભોજન પેટમાં પૂર્યાં, કાનમાં કામનાં ગાન,
ચડ્યો મદસિંહ ઉછાળે રે,
હવે જગ છો જખ મારે રે.

નીંદરની ફૂલસેજમાં પોઢ્યો, કામળ ઓઢી બાર,
ચૂપ કર્યા દરવાન દિવાનને, ઊંઘ તૂટે ન લગાર,
ઘરરાટ ઘોરવા લાગ્યો રે,
ઇજારો ઊંઘનો માગ્યો રે.

આજ અચાનક આંખડી ખૂલે, બહાર મચ્યો ઘોંઘાટ,
લોપ થયા દરવાન દિવાન સૌ સ્થિર હીંડોળાખાટ,
ઘરે ઘનઘોર અંધારું રે,
દ્વારેદ્વાર લાગિયું તાળું રે.

મહેલ આ મારો જેલ બન્યો શું, ખંડ બન્યા વનવાટ,
સેજનાં ફૂલ ફ્હોવાયાં સોડે, ધૂમાય દીપકવાટ,
પથારી ખાવા ધાતી રે,
મને ક્યાંય કળ ન થાતી રે.

બારણે જાવા ઊઠી દોડું, ભીંત શિરે ભટકાય,
આ શું ? પથ્થરકેરી દિવાલો પોલી કેમ સુણાય ?
અરે, થયાં બારણાં બોદાં રે,
તડોમાં નાચતાં ફોદાં રે.

ખોલું ન ખોલું ? બીકણ મારું મનડું આજ મૂંઝાય,
તડમાંથી હું દેખું તાકી ઊજળી લીલી છાંય,
હવે ના દિલ રહે બાંધ્યું રે,
ભલે ઘર જાય છો ભાંગ્યું રે.

હામ કરી હું આંચકો મારું, ભોગળ ખોલું બાર,
તેજનાં પૂર ચડે મુજ આંખે, વાયરા ઠેલે દ્વાર,
ઝબાકે આંખ મીંચાતી રે,
ઉસાસે ઊઠતી છાતી રે.

બારણાં ખોલી બહાર હું આવું, પાછળ શો ખખડાટ ?
જીવ વિનાનો મહેલ આ મારો, તૂટી પડે કકડાટ,

ગરોળી ને ઘૂડ બરાડે રે,
પોલો મહેલ ડાચું ફાડે રે.

મહેલ ભલે એ ભાંગ્યો, એનો શોક મને ન લગીર,
સૂરજકેરી તડકી મીઠી, શીતળ વાય સમીર,
ભીંતોના ભાર અહીં ના રે,
બંધાવા ઠામ અહીં ના રે.

રંગ બેરંગી ઉષાનાં ઓઢણ, આજ હવે ઓઢીશ,
તેજતણા અંબાર હું પીતો વાદળમાં પોઢીશ,
સલામો તારલા દેશે રે,
સમીરણ વીંઝણા લેશે રે.

વીજળી આવી કરશે દીવા, મેઘલા મલ્હાર ગાશે,
સ્વર્ગંગાનાં પાણી પીતાં જીવડો તાજો થાશે,
મારી ત્યાં આગ હોલાશે રે,
જરાશોક આંખ મીંચાશે રે.

૧૦ ડિસેમ્બર ૧૯૩૧

# કવિનો પ્રશ્ન

• શિખરિણી •

પ્રભો ! તેં બક્ષેલી વિમલ વહશે કાવ્યઝરણી
હવે તો ધીમી કે ત્વરિત, ભમતી વિશ્વભવને
ઉંડાણો ખોળંતી નિજપરતણાં અંતરવને,
જગે ક્લેશાપન્ને સરલ અદની હર્ષભરણી.

પ્રભો ! મર્યાદાઓ પણ તટતણી આ ઝરણને,
ન વાણી અર્થોના તટ પરહરી એ વહી શકે,
તટે બેઠા જે કૈં જન જળતણો સ્વાદ પરખે,
રસે ડૂબ્યા પોતે મનથી વિસરે સૃષ્ટિરણને.

ભલે આ પાણીને તટ વિરમિયાં શ્હેર ગરવાં,
કંઈ લોકો યાત્રા પરવ, કંઇ કે ઘાટ રચતા,
પિયે, ન્હાયે, મારે ડુબકી, જળના ખેલ મચતા,
ભલે માને સિદ્ધિ જન અહિં જ જો થાય મરવાં.

અરે ! શું એથી આ સરિત હરખાશે રજ સમી ?
ધરા વીંટી ખારો જલધિ પડિયો ચણ્ડ ત્રમણો
નકામો, ને પૃથ્વીપટ પર કંઇ યોજન રણો
પડ્યાં, સૂકા દેશો, તરસ જગની રુદ્ર વસમી.

અરે, આ લીટા શી સરિત જગના યોજનતણા
પટે ક્યાંથી વ્યાપે ? સકળ જનના શુષ્ક અધરે
ન રે ટીપુંટીપું પણ જઇ શકે એ દુઃખ ખરે,
થયું શું જો થોડા જન ન દરશાવે રજ મણા ?

નદી નાની પાણી લઇ વહતી આ મ્લાન જગમાં,
જહીં પાણીથી યે પણ વધુ કંઈ ચીજ જીવવા
જરૂરી, ભૂખ્યાં કૈં ઉદર ભરવાં, અંગ અડવાં
નવસ્ત્રાં, નોધારાં, બળ ન ઉભવા કાજ પગમાં.

ક્યમે એવા વિશ્વે સરિત જળને સાર્થક કરે ?
મુખે શું ભૂખ્યાંને જળ બસ સિંચ્યે ટાઢક વળે ?
નવસ્ત્રાં અંગોને જળથી ક્યમ રે હૂંફ જ મળે ?
દરિદ્રી નોંધારાં હૃદય જળ દેખી ક્યમ ઠરે ?

શું આ જ્યાંથી વ્હેતી સરિત ઉરનો અદ્રિ અડ્નો
થતા ભૂકંપોમાં પણ જડ સમો યે નવ હલે ?
યુગોનાં જૂનાં જ્યાં પડળ પણ પૃથ્વી ય બદલે
તદા શાને ઇચ્છું અડગ ગઢ આ આત્મમદનો ?

જહીં આ ક્રાન્તિમાં જગત પલટાતું, જુગજુના
સમુદ્રે ડુબે જ્યાં ગિરિસમ ઉંચા, ને જલધિને
તળે બેઠાં પ્રાણી સ્થળચર બને, ને અવધિને
તજી ચાહે મુક્તિ સકળ જનના પ્રાણ અધુના.

અહા, વ્યુત્ક્રાન્તિમાં ગિરિ ન ગબડી કાં મુજ પડે ?
સપાટે મેદાને ક્યમ હું ય ન સૂઉં સહું સમો ?
ડુબી કિંવા ઊંડે જલધિતળિયે જે કમકમો
રહ્યાં બૈ તેને કાં દઉં નિકળવા ના જગતટે ?

અને મારાં ગાઢાં વનવન કપાવી સહુતણી
ધખાવું ધૂણી ને ગરમ કરું સૃષ્ટિ, સળગતા

પ્રકાશે ઊજાળું પથ તિમિરના, રાખ પડતાં
થઈ ક્ષેત્રોમાં ખાતર કૃષિ ઉગાડું હું બમણી.

અને ભૂખ્યાં પેટે કણ થઇ પડી શાન્તિ અરપું,
ભરું ગાલે લાલી, અબળ તનમાં પ્રાણ પ્રસરું,
નવો જન્મ્યો સર્વે ઉરમહિં, સુણું ગાન મધુરું
રહેલું મારી જે સરિત કવિતા કેરું ગરવું,
વિલાતાં હૈયાનો ગિરિવર હશે જેહ વિરમી,
શમાઈ અબ્ધિમાં, જળધર થઈ વૃષ્ટિ શતધા
ઝરંતી, તેના જે મરમર સ્વરોમાંથી સુખદા
ફરી એ ગુંજે જે કવન મધુરું, જંતર રમી
રહે હસ્તે હસ્તે, કરણ કરણે નાદ ઉભરે,
સ્વયં હું શ્રોતા ને કવન કરનારો હું ય બનું,
મહા આત્મૌપમ્યે તન જગતને અર્પું અદનું,
પ્રભો ! એ સદ્ભાવી અરથ તલસું કેમ ન ખરે ?

૨૧ જાન્યુઆરી ૧૯૩૨

# પતંગિયું અને ગરુડ

: ૧ :

• શિખરિણી •

અહો, નાનાં અંગો !
શું કે સર્વે રંગો જગતભરના આંહિ ભરિયા,
ઉષા, સન્ધ્યા, પુષ્પો, વિહગ, નભનાં વાદળ થકી
ગ્રહ્યા વીણીવીણી મૃદુલ કરથી, જ્યોતિ લપકી,
અહીં નાનાં અંગે સચર પ્રભુએ પાય ધરિયા.

અનંતે વૈવિધ્યે,
પ્રભુના સાન્નિધ્યે, કુસુમભવનોમાં વિહરતું,
કુંળી પાંખોવાળું, પરમ મૃદુતાના અણુસમું,
અહો, શું ઊડે આ સુખથી ખરિયું હાસ્ય પ્રભુનું !
હશે ક્ષુદ્રે દેહે સફળ કયમ એ જીવ્યું કરતું ?

• પૃથ્વી •

શું એ મનુજઆંખને રિઝવી હર્ષને આપવા
ઉડે કુસુમ એકથી અવરપે રસો ચાખવા ?
ભરી ઉદર જીવવું, અવર કામ એને ન શું ?
નહીં, નહિ જ, એમ જીવન ન એહને રુચતું !

• સોરઠા •

પ્રજળે દીપકજ્યોત, પ્રજળે ઉરમાં ઝંખના,
દીપક જ્યોતે અંગ હોમે પ્રાણ પતંગિયું.

: ૨ :

• શિખરિણી •

અહો, કેવી આંખો !
અને આ શી પાંખો ગગનતલને બાથ ભરતી !
બધા ભાવો : સત્તા, વિજય, મહિમા, શ્રેષ્ઠમયતા–
તણી આ મૂર્તિ શું પ્રગટ, પ્રભુ કેવો રચયિતા
હશે જેણે સર્જી પ્રખર બળની રુદ્ર મુરતિ !

ઉંડાં તે આકાશે,
દિગન્તોની પાસે, ગિરિવરતણાં ઉચ્ચ શિખરે
અહો, જેને રૂહેવાં, ઉડણ કરવાં, નિત્ય ભમવું
મહા વેગે, તીણા સ્વરથી સઘળું વિશ્વ દમવું,
મદોન્મત્તી એવો ગરુડ જગમાં કેમ વિહરે ?

• પૃથ્વી •

શું એ નિજ દમામથી જગતજીવને શક્તિનો,
સદા નિજ વિહાર શુદ્ધ ગિરિશીર્ષ ઉત્તુંગનો
દઈ પ્રખર પાઠ, ઉચ્ચ શિખવાડતો જીવવું ?
નહીં, નહિ જ, ભાવ એ પ્રખર ક્યાંથી ભૂખ્યા કને ?

• સોરઠા •

ઊઠે તીણી ચીસ, પંજે પકડ્યું પંખીડું,
હૈયું ચીરી ક્રૂર ભરખે બીજાંને ગરુડ.

: ૩ :

• શાર્દૂલ૦ •

જીવે એક ચુસી રસો કુસુમના, ડંખે ય ત્યાં ના પડે,
બીજો જીવન કાજ જીવ ભરખી ત્રાસે ભરે સૃષ્ટિને,
રે, સૃષ્ટિક્રમ જીવવા અવરને સંહારવાનો ખરો,
કે અર્પી નિજ દેહ ને પ્રણયના ખોળે સુવાનો ખરો ?

૨૯ જાન્યુઆરી ૧૯૩૨

# અલખ લખ કીજે

અલખ લખ કીજે સુરતી તારી  રામ, તુંહિ, તુંહિ.
એ આશા જીવન પુરતી રામ, તુંહિ, તુંહિ.

વિદ્યુતના ઝબકાર ઝગાવ્યા,
વાયુવરુણને વશ વરતાવ્યા,
પણ ચેતવવા ચેતન તણખો
ફોગટ ફાંફાં માર્યાં રામ, તુંહિ, તુંહિ.

ગ્રહતારકના પંથ નિહાળ્યા,
વિશ્વોના અસ્તોદય ભાળ્યા,
પણ તુજ પગલાં જગમાં જોવા
ફોગટ ફાંફાં માર્યાં રામ, તુંહિ, તુંહિ.

ગાગરમાં સાગરને ઘાલ્યા,
ગિરિવરને ઝોળીમાં ઝાલ્યા,
પણ નયનોમાં તુજને ભરવા
ફોગટ ફાંફાં માર્યા રામ, તુંહિ, તુંહિ.

વિશ્વોના સૌ બાગ સુકાશે
સૂર્યશશીના દીપ બુઝાશે
પણ અંતરનાં વલખાં તારે
અરથે બંધ ન થાશે રામ, તુંહિ તુંહિ.

૮ મે ૧૯૨૨

# ભંગડી

આમણા ગામની ભંગડી રે,
એક ભંગડી રે, એની આંખમાં આંજેલ મેશ,
લીલા કાચની બંગડી રે,
ચાર બંગડી રે, એનો ચૂંદડિયાળો વેશ.

ઘમ્મર ઘેરો ઘાઘરો રે,
એક ઘાઘરો રે, એના પગમાં કાંબી ઠેશ,
ડોકમાં રૂપા હાંસડી રે,
એક હાંસડી રે, એના તાણી ગૂંથેલ કેશ.

નાકમાં પીતળ નથણી રે,
એક નથણી રે, એના કાનમાં લોળિયાં લ્હેર,
મુખમાં ચૂંગી શોભતી રે,
એક શોભતી રે, એના ધૂમની ચાલ સેર.

ખેમલો એનો દીકરો રે,
એક દીકરો રે, એની ઉઘલાવી છે જાન,
ભંગડી પહેરે ઝૂમણાં રે,
સૌ ઝૂમણાં રે, આજ હરખે ભૂલે ભાન.

આઠ દહાડા પર ગામમાં રે,
આ ગામમાં રે, એક નીકળી બીજી જાન,
ગામનું આખી માનવી રે,
સૌ માનવી રે, જૈ ભેગું થયું સ્મશાન,

ગામના શેઠની સુન્દરી રે,
રૂપસુન્દરી રે, ત્યાં પોઢી અગન સાથ,
હીરની નવરગ ચુંદડી રે,
રંગ ચુંદડી રે, ત્યાં ભંગીને આવી હાથ.

શેઠાણી પહેરે ચુંદડી રે,
રંગ ચુંદડી રે, જ્યારે નીકળે એના પ્રાણ,
ભંગડી પહેરે ચુંદડી રે,
રંગ ચુંદડી રે, જ્યારે નીકળે છૈયાની જાન.

૫ જૂન ૧૯૩૨

# માગણ

સોનલાવરણી બેન ને એનો
કાનજીવરણો ભાઈ,
માગણ આ ભગવાનનાં આવ્યાં
લેવા લોકદુવાઈ,
લોકનાં મોઘાં બેન ને ભાઈ.

ઘમક ઘેરા ઘુઘરા વાગે,
બેનડી ગાયે દીપક રાગે,
ભાઈને ઢોલક ધરતી જાગે,
રે દિશા દશ કાન માંડી બેઠી,
મેલે કહાન મોરલી યે હેઠી.

મોરલા લાંબી ડોક ગહેકે,
ધરતી મીઠી ફોરમ બહેકે,
વાડીઓ લીલી છમ લહેકે,
રે ભાંડુડાં આવ્યાના કોડે
નવો ભોમ અંચળો ઓઢે.

પાણિયારી પાણી સીંચતી પૂજે,
ગાવડી ગોરસ બમણાં દૂઝે,
ખેડૂત ખેતર ખેડતાં રીઝે,
રે ભલેરાં ભાઈબેની આવ્યાં,
દુવા ભગવાનની લાવ્યાં.

૧૧ જૂન ૧૯૩૨

# મેઘનૃત્ય

• ઝૂલણા •

આજ આકાશના મણ્ડપે મેઘનાં
 નૃત્યના ચણ્ડ પડછન્દ ગાજે,
પ્રકૃતિના પાંચ બજવૈ ગવૈયા ઉઠ્યા,
 ત્વરિત નિજનિજતણા સાજ સાજે,

 તાલ મડદંગના ધિંગ પૂંઠે,
 અહો ! ગુંબજો ગગનના ગાજી ઊઠે.

તરલતન દામિની દ્યુતિતણા દ્યોતને
 ચમક ઠમકાર લે રંગભોમે,
મેઘલા વારુણી મત્ત શા ઠેક લૈ
 ગૂંથતા નૃત્યના ગોફ વ્યોમે,

 ઘુમે તાણ્ડવી ચાલ સાધી,
 અહો ! જાગતા રુદ્ર છોડી સમાધિ.

ગહન નભસિન્ધુનાં વારિનાં વહનપે
 નર્તકો પાય દૈ ઠેક લેતા,
ક્ષિતિજક્ષિતિજો ગુંથી આંગળીવેલમાં
 ઘુમરતા પૃથ્વીને ચાક દેતા,

 ભમરડો પૃથ્વીનો ઊંઘ લેતો,
 અહો ! નૃત્યનો રંગ રેલાઇ રહેતો.

ચકિતદગ દેવની મણ્ડળી પુલકભર
　　નૃત્યરંગે ઝુમી આંખ મીંચે,
જલદનર્તકગણો હૃષ્ટ ચરિતાર્થ થૈ
　　અંક જનનીતણે ભેટ સીંચે,

　　દેવથી પ્રાપ્ત ઉપહાર મ્હોળો,
અહો ! સૃષ્ટિનો સ્નિગ્ધ છલકાય ખોળો.

૧૧ જૂન ૧૯૩૨.

# ઝંઝાનિલને

• સ્રગ્ધરા •

ઝંઝાના ઝુણ્ડઝોલે તરલ વિહરતો, વિશ્વનો સુપ્ત પ્રાણ
જાગ્યો શું વહ્નિઝાળે, હૃદયમુંઝવણે સિન્ધુની છોડી શય્યા
દોડે પૃથ્વીનિકુંજે અગન શમવવા ગાભરો ઉચ્ચ વેગે,
વાતો વેગે મનસ્વી મરુતગણતણો રાજવી રુષ્ટ આ શું!

રે, વાતો વેગવંતો ભુવનભુવન ડોલાવતો દિવ્ય જોમે,
છોડેલો ધ્યાન અંતે પ્રખર હરતણો રુદ્ર ઉચ્છ્વાસ શું કે!
ગાંભીર્યો સાગરોનાં, વનતરુગણનાં સોણલાં ભાંગતો આ
પૃથ્વી પે પાથરે શું જલ, જલધિ પરે અદ્રિમાળા ઉઠાડે.

પૃથ્વીએ પ્હેરિયો આ શત શત ગઉનો અંચળો વાયુરૂપી
એના સૂર્યપ્રયાણે ત્વરિતગતિ જવા સોડિયું વાળતી તે
દાબી અંગે લપેટે ઝપટભર, તહીં પલ્લવ પ્રાણવંતો
લ્હેરી રૂહે દિગ્દિગંતે અવિરત વહને અબ્ધિની કોરવાળો.

ઊંચેરા અદ્રિઓનાં હિમવત શિખરોથી ય ઊંચો ઉડંતો,
નીચેરા નાભિથી યે જલધિજલતણી ગહ્વરોમાં ફુંકાતો,
આંતર્બાહ્ય પ્રવાહી સચર અચરમાં પ્રાણરૂપે વહંતો,
સર્વવ્યાપી પ્રભુ શો મરુત ઋતજ આ સૃષ્ટિનો સૃષ્ટ ધર્તા.

ધર્તા! હર્તા સ્વરૂપે ધસમસ ધસતો ભાસતો, કાળ કોપ્યો
પૃથ્વીને પાટલે આ પ્રકૃતિમનુજનાં કાર્ય નિર્મેલ જે કૈં:
કાન્તારો, વૃક્ષકુંજો, ગિરિગણ, નગરો, મ્હેલ ને મેડીઓને
તારી એકી થપાટે ક્ષણમહિં ચરતો સર્વ ઉત્પાટવા શું!

તારો એ ક્રૂર ગાજ્યો પદરવ સુણતાં ત્રાસથી પાણ્ડુરંગી
વૃક્ષોના પ્રાણ સૂકે, પરણ ખરી જતાં મુણ્ડીના વાળ જેવાં,
ને પૃથ્વીનો સુકાતો પટ, કૃષિવલથી ભોમકા શું તજાતી !
ત્રાસેલું વિશ્વ માળે નિજ જઇ બચવા બાપડું થૈ લપાતું.

ને ત્યાં તું મેઘકેરાં ક્ષિતિક્ષિતિજ ભર્યાં સૈન્ય લે શું ચડે ને
ઇચ્છે એ આભવ્યાપી નિબિડ ઘનતણા શામળા કામળાથી
આખેરું વિશ્વ રૂંધી સરજન સઘળું ભક્ષવા, શોકવાર્તા
એવી સર્વત્ર વ્યાપે, જગ થરથરતું હોશ ને કોશ ત્યાગે.

રે, તારી રુદ્ર વીણા ગહન વનતણાં વંશકુણ્ડે ફુંકાતી,
આવાસે માનવીનાં સમમમ સરતી ઊંબરે ઊંબરે જૈ,
બીધેલાં જન્તુઓનાં અવશ હૃદયને સોંસરી વીંધતી એ
શોધે યોદ્ધો શું જંગે નિજ સહ લડવા તાહરી યુદ્ધલિપ્સા.

ને ત્યાં આ પામરાં સૌ તરુગણતરણાં ઝૂકતાં શીશ ભોંયે,
પોતાને માની જીત્યો, મુખરિત રવથી આત્મની કીર્તિ ગાતો
ભૂલે તું, એ ન ઝૂક્યાં તવ ચરણ પરે, શીશ સૌનાં ઝુક્યાં જો
તારાથી વ્યસ્ત કક્ષે, અવર ચરણનો આશરો શોધતાં તે.

હીનોકેશ વિજેતા ! વિવશ પ્રકૃતિમાં સ્વસ્થતામૂર્તિ જેવો
ઊભેલો દ્વાર ખોલી નિજ કુટિરતણું તાહરી સન્મુખે થૈ
છોડી સૌ આશ્રયોને, અડગ ગિરિ સમો ઉચ્ચ આહ્વાન દેતો
તારી સૌ શક્તિઓને, તુજ ચળ શમવે યુદ્ધની માનવી આ.

' શાને ઝંઝાનિલા હે, વ્યરથ યતન આ, વ્યર્થ આ યુદ્ધલિપ્સા ?
યુદ્ધાભાસો જ આ તો સકળ, વિમળ હું રૂપ તારું પિછાનું,

ને તું જો યુદ્ધ માગે, નિરખ અણુ સમાં નાસિકારંધ્ર દ્વારા
તારું વિશ્વે પ્રવાતું બળ મુજ ઉરનાં સ્પન્દનોથી દબાવું.'

ગાજે ત્યાં અટ્ટહાસે દશ દિશ સુણતાં સાદ ચૈતન્યનો તે,
પ્રાણીનો પ્રાણ આ, ને જગત વિહરતો વાયુ તે, બે ય ભેટે,
એ બેના ઐક્યયોગે વિવશ પ્રકૃતિના મૂર્છિત પ્રાણ જાગે,
શામે સૂરો બસૂરા, ત્રિભુવનભરણી બીન ગાજે સુરાગે.

ધર્તા! હર્તાતણું આ ક્ષણ જ શમવ તું રૂપ, ત્રાસેલ આંખો
દેખે કલ્યાણમૂર્તિ તુજ, નહિ અથવા વા યથાપૂર્વ વેગે,
અજ્ઞાની લોક કાજે પ્રકૃતિનિયમ ના થોભશો, કૃત્ય તારાં
અંતે માંગલ્યરૂપે ફલિત લહી તને પ્રીછશે સર્વ સાચો.

વર્ષે વર્ષે ધરાને નવલ પટ દઈ વસ્ત્ર જૂનું હરંતો,
મોઘાં મોતી ભરેલાં જલધિજ ઘનનાં વ્હાણ વિશ્વે વહાતો,
પુષ્પોકેરા પરાગો ઉપવનકુસુમોની પ્રિયામાં ધરંતો,
ઘૂમે સંદેશવાહી વિમુદિત વિભુના ફુલ્લ ચૈતન્ય કેરો.

સ્રષ્ટા! સૂકાં, સડેલાં, સુરભિરહિતમાં પ્રાણ સંચારનારી
તારી આવેગધારા અવિરત પગલે ઘૂમતી ઘોર આંહીં,
ઊંડા ઉદ્વેગઘેરાં હૃદયભવનનાં બારણાં ઠોકતી એ
તોડી નાંખો ચણેલા દુરગમ ગઢના કોટ જો ના ખુલે તો.

૧૫ જૂન ૧૯૩૨

# પાંદડી

પાંચ વરસની પાંદડી, એનો આઠ વરસનો ભાઈ,
પાંદડી ભાઈને રાખે ને માડી નિત કમાવા જાય,
ત્યારે પેટ પૂરતું ત્રણે ખાય.

ભાઈ હસે ત્યારે બેન હસે ને ભાઇ રડે ત્યારે રોય,
ચૂપ રહ્યો હોય ભાઈલો ત્યારે ખોયામાં બેનડી જોય,
રખે ભાઇ જાગતો સૂતો હોય.

રાણકી સહિયર રમવા આવી, પાંચીકા લાવી સાથ,
પાંદડીનું મન કૂદવા લાગ્યું, સળવળ્યા એના હાથ,
રહ્યું એનું હૈયું ન ઝાલ્યું હાથ.

ઘોડિયું મેલ્યું ઓરડા વચ્ચે, ઊંબરે બેઠી બે ય,
પગને અંગૂઠે દોરડી બાંધી હીંચકા ભાઇને દેય,
બરાબર રમત જામી રહેય.

વઢતાં વઢતાં બે ખિલાડાં દોડતાં આવ્યાં ત્યાંય,
બંને છોડીઓ બીને ઉભી ઓસરીએ નાઠી જાય,
પાંચીકા બારણામાં વેરાય.

એક ને બીજું ડગ માંડે ત્યાં પાંદડી ગોથાં ખાય,
પગમાં બાંધેલ હીંચકાદોરી નાગણ શી અટવાય,
દશા પારણાની ભૂંડી થાય.

આંચકા સાથે ખોયું ઊછળ્યું, ઊછળ્યો ભાઈલો માંહ્ય,
ઘોડિયે ખાધી ગોથ જમીન પે, ભાઈલો રીડો ખાય,
ત્યાં તો મા દોડતી આવી જાય.

એકને રમવું, એકને ઊંઘવું, એક કમાવા જાય,
બે બિલાડાંને લડવું એમાં કહો શુંનું શું ન થાય ?
ભલા ભગવાન, આ શું કહેવાય ?

૧૯ જૂન ૧૯૩૨

## રુદન

આભ રુવે એની નવલખ ધારે, રેણ રડે નોધાર,
માઝમ રાતનો મેવલો ગાજે, વીજ કરે ચમકાર,
રુવે આજ છાપરાં બેય પડાળ,
રુવે મારું અંતર આજ ચોધાર,
રુવે નવ લોક ને સાત પાતાળ.

: આભ :

લખલખ તારક તેજ ભરું ઉર, તોય મારે અંધાર,
સિન્ધુના સિન્ધુ ઊંડે મુજ અંતર, ટીપું ન પામું લગાર,
ભરું ભરું તોય ખાલી ભંડાર,
શોસાતા ઉરને ક્યાં દઉં ઠાર?
રુવે આભ મેઘભર્યું લખધાર.

: રેણ :

શ્યામા હું, અંગ મઢું લખ મોતીડે, સોળ સજું શણગાર,
પ્રીતમડો નવ પામું હું પ્રેમળ, હૈયે ધરે ચિરકાળ,
રવિરાજ મીટ માંડે ન લગાર,
શશી જાય આવે, એનો શો આધાર?
રુવે રેણ આભને તીર નોધાર.

: છાપરાં :

અંગ બળે ઝળે ઘોમધખારે, મેઘની મૂશળધાર,
રંક ને રાયના ભેદ અમારે ન હૈયે શમાવ્યો સંસાર,
જોયા અમે માનવના વહેવાર,
હસે ચાર લોક, રડે ત્યાં બાર,
રુવે આજ છાપરાં બેવડ ધાર.

: અંતર :

પ્હેલ પ્રથમ અમે માનવી જનમ્યાં, જનમ્યાં કૂડે કાળ,
સાદ અમારો કોઇ સુણે ના, પાપની બંધાઇ પાળ,
અમો અથડાઇએ આજ નોધાર ,
અમારે બેસવાં જઈ શે ડાળ ?
રુવે એમ અંતર આજ ચોધાર .

આઠ દિશે રહ્યું આભ ઝળુંબી, રેણનો રંગ અંધાર,
ભોંયને આધાર છાપરાં ઊભાં, અંતરને ન આધાર,
મળ્યાં સહુ દુખિયાં ઠાલવે ભાર ,
દુઃખીના દુઃખનો ક્યાંયે ન પાર ,
કરી આમ દુનિયા કાં કિરતાર ?

૨૩ જૂન ૧૯૩૨

## જુદાઈ

તારે ને મારે આવડી જુદાઈ,
આવડી જુદાઈ, તું આગળ, હું પાછળ, ભાઈ,
એક માના બે દીકરા આપણ,
દીકરા આપણ, તું ભણેલ, હું ભૂલેલ, ભાઈ.

ગગનના તારે ઘુમ્મટ રહેવા,
ઘુમ્મટ રહેવા, દેહડી મારે નાની ભાઈ,
અખૂટ આકાશ ખેલવા તારે,
ખેલવા તારે, ચોખૂંટ મારે ભોમકા ભાઈ.

સૂરજસોમની આંખડી તારે,
આંખડી તારે, ચામડે મારી આંખ બંધાઈ,
અમૃતના નિત ઓડકારા તારે,
ઓડકારા તારે, અન્નપાણી મારે લેવાં ભાઈ.

થાક નહિ તારે, નીંદરા ના રે,
નીંદરા ના રે, હાંફવાંઘોરવાં મારે ભાઈ,
આલમના અખત્યાર તારે ઘેર,
ભાઇ તારે ઘેર, ચાર તસુ મારે ભોંય ના ભાઈ.

અલખનાં તારે ઓઢણપોઢણ,
ઓઢણપોઢણ, માયાની ચાદર મારે ભાઈ,
જોગમાયાના નાથ નિરંજન,
નાથ નિરંજન, કયાં લગ રાખીશ આમ જુદાઈ?

૨૭ જુન ૧૯૩૨.

# ત્રણ પાડોશી

રામને મંદિર ઝાલર બાજે, ઘંટના ઘોર સુણાય,
શેઠની મેડીએ થાળીવાજું નૌતમ ગાણાં ગાય,
મંદિરની આરતી ટાણે રે,
વાજાના વાગવા ટાણે રે,
લોકોનાં જૂથ નિતે ઉભરાય.

એક ફળીનાં ત્રણ રહેવાશી શેઠ ને બીજા રામ,
ત્રીજી માકોર બાઈ રાંડેલી કોડી કને ના દામ,
લોકોનાં દળણાં દળતી રે,
પાણીડાં કોકનાં ભરતી રે,
કાઢી ખાય રોટલો કરતી કામ.

શેઠની મોટી ચૈત્ય હવેલી ગામનું નાક કહેવાય,
રામનું મંદિર આરસબાંધ્યું નિત ઝળાંઝળાં થાય,
ફળીના એક ખૂણામાં રે,
ગંધાતા કોક ખૂણામાં રે,
માકોરના મહેલ ઉભેલા સુણાય.

છત્રપલંગે શેઠ સુતા હોય, રામ સીતાજીને ઘેર,
પાછલા પહોરની મીઠી ઊંઘની લોક લેતું હોય લહેર,
પહેલો જ્યાં કૂકડો બોલે રે,
જાગેલો કૂકડો બોલે રે,
તૂટે માકોરની નીંદર સેર.

માકોર ઊઠી અંગ મરોડે, પેટાવે દીપકજ્યોત,
ધાન લઈને દળવા બેસે, રામની માગી ઓથ,
ઘરેરાટ ઘંટી ગાજે રે,
ભૂખી ડાંસ ઘંટી ગાજે રે,
ગાજે જેમ દુકાળિયાંનું મોત.

ગોકુળઆઠમ આજ હતી ને લોક કરે ઉપવાસ,
માકોર ભૂખી રહી નકોરડી, કાયામાં ના રહ્યો સાસ,
મુઠીભર ધાન બચાવા રે,
સીતાના રામ રિઝાવા રે,
પેટાવ્યો પેટમાં કાળહુતાશ.

શેઠને ઘેરે, રામને મંદિર સાકરઘીનાં ફરાળ,
પારણાંમાં કાલ કરવા ભજિયાં દળવા આપી દાળ,
દળાતી દાળ તે આજે રે,
હવાયેલ દાળ તે આજે રે,
ઉઠાડે માકોરપેટ વરાળ.

અંગ થાક્યું એનું આંચકા લેતું, હૈડે હાંફ ના માય,
બે પડ વચ્ચે દાળ દળે તેમ કાયા એની દળાય,
દળી જો દાળ ના આપે રે,
શેઠ દમડી ના આપે રે,
બીજો ઉપવાસ માકોરને થાય.

ઘરર ઘરર આંજણહીણી ઘંટી ભારે થાય,
વારે વારે થાકેલ હાથથી ખીલડો છૂટી જાય,

ચણાની દાળ દળંતી રે,
માકોરની દેહ દળંતી રે,
ઘંટીના ઘોર તહીં ઘેરાય.

અન્ન ખાતી તો ય અન્નનો દાણો દેતી ઘંટી આજ,
માકોરની અન્નપૂરણા રૂઠી ફરવા પાડે ના જ,
હજી દાળ અરધી બાકી રે,
રહી ના રાત તો બાકી રે,
મથી મથી માકોર આવે વાજ.

શેઠ જાગે ને રામજી જાગે, જાગે સૌ સંસાર,
ભોમના ભાર ઉતારવા આજે જનમ્યા'તા કિરતાર,
પરોઢના જાગતા સાદે રે,
પંખીના મીઠડા નાદે રે,
ડૂબે માકોરનો ભૂખપોકાર.

શેઠ હસે બેઠા આઠમે માળે, રામ રમે રણવાસ,
રામને મંદિર ઝાલર બાજે, શેઠને મહેલ હુલાસ,
માકોરની મૂરછાટાણે રે,
ઘંટીના મોતના ગાણે રે,
કાળો એક કાગ કળેળે નિસાસ.

૪ જુલાઇ ૧૯૩૨

# દુનિયાનો દાતાર

ધરતીનો ધારણહાર આવ્યો, ભાઈ,
તરણાંનો તારણહાર આવ્યો, ભાઈ,
હીરામોતીથી મોંઘેરા હાર,
અમૃતબિન્દુના રૂપેરી તાર,
રામની ધેનુના દૂધની ધાર,
મીઠાઈના ભાર
બાળગોપાળને કાજ લાવ્યો, ભાઈ,
મામો મીઠો મેઘરાજ આવ્યો, ભાઈ. ધરતી૦

આભમાંહે એણે ડંકા વગાડ્યા,
સૂતેલા ઇન્દરરાજ જગાડ્યા,
રાજાએ મેઘના મંડપ બાંધ્યા,
જગનને માંડ્યા,
દેવોતણો દરબાર આવ્યો, ભાઈ,
ઇન્દરનો છડીદાર આવ્યો, ભાઈ. ધરતી૦

માટીની ચાદર ઓઢી સૂતેલાં,
જાગી ઊઠ્યાં બીજ વેલી ને વેલા,
હૈયે ઝર્યાં માને પ્રેમના રેલા,
સુધાના ભરેલા
જીવનના સંદેશ લાવ્યો, ભાઈ,
મહેનતના સંદેશ લાવ્યો, ભાઈ. ધરતી૦

ધરતીએ પંકપલંગ બિછાવ્યા,
મોરબપૈયાના નાચ નચાવ્યા,
ધાન રિઝાવી ખેડૂએ સુવાડ્યાં,
ઢબૂરી ઊંઘાડ્યાં,
ભોજનકેરો થાળ લાવ્યો, ભાઈ,
રામરાજાનો બાળ આવ્યો, ભાઈ. ધરતી૦

રામરાજાકેરી મહેર ઊતરશે,
ગાય દૂઝી દૂઝી ગોરસ ભરશે,
ખેડૂની ઊની આંતરડી ઠરશે,
ભંડારો ભરશે,
દુનિયાનો દાતાર આવ્યો, ભાઈ,
અમૃતનો અવતાર આવ્યો, ભાઈ. ધરતી૦

૮ જુલાઈ ૧૯૩૨

# રામજી એ તો

ધરતીને ખોળે દેહ સુવાડીને,
માતાને હૈયે કાન અડાડીને,
પોઢું થઇ નાનો બાળ,
સૂણવા માંડું ત્યાં હૈયે વિશાળ
માતાને ભમતાં પગલાંની કૈંકૈં કેવીક ચાલ.

આવે આવે કોક નાનેરાં બાળ,
ચંપાનાં ફૂલ ગરે શું રસાળ,
ગૂંથાતી શું ફૂલમાળ,
આછી આછી એના પડઘાની તાલ
કાન પડે, આંખે ઘેન ચડે મીઠું લાલ ગુલાલ.

આ તો આવે પાણિયારીના સંઘ,
ઝાંઝરના ઊઠે તાલ અભંગ,
સંગીત સૌમ્ય તરંગ,
માતા જસોદાએ કાનાની કેડે
બાંધેલ ઘુઘરમાળ તણા શું બાજત આ ઝંકાર.

ચાલ્યું આ તો ધણ ગાયોનું જાય,
વાછરૂ આરડે, ઘંટ શું ગાય,
ચાલ્યાં ચાલ્યાં એ જાય,
ધડબડ ઘોડે, નાક ફૂંફોળે,
હૂંકારે હાંકતી ગાયો મને પાય નીંદરધાર.

રાજાજીની આ તો આવે સવારી,
ભૂંગળ, ઢોલ, નગારાંની ભારી

ધૂન ઊઠે ભયકારી,
રાવણ શું કુંભકર્ણ ઊઠાડે,
રાજાના દોરના શોર એ મને પહોંચાડે નીંદરદ્વાર.

આળુડાંએ ફૂલસેજ બિછાવી,
નારીગણે પદતાલે રિઝાવી,
હળુહળુ નીંદર આવી,
ગાયોની ડોકે, આવતી ઝોકે,
રાજાના ભોંકારે ઘોર ચઢી, મારે અંગ અઢાર.

સૂમ પડી મારી સૂવાની શેરી,
દુનિયાની આંખે નીંદ રૂપેરી
પ્રભુજીએ વેરી,
કોઇ હલે નહિ, કોઇ ચલે નહિ,
કેમ ત્યારે મારી ખખડી ઊઠે હૈયાની થાળ ?

રાજાના શોરથી ઊંઘી જનારા,
પ્રાણીનાં પગલાં પારખનારા,
મેરુ શા ઉરને મારા,
કોની આ ભારી કાળકરાળી
જગાડે આવી પગલી દેતી વજ્રભાર ?

ઝબ જાગે મારી આંખડી ભાળે,
જનજનાવર કાંઈ ન ન્યાળે,
'કોણ હશે ?' વિચારે,
ધબકી હૈયું કાંઈ કહી રહ્યું :
'મારામાં સૂતા રામજી એ તો સળવળ્યા છ લગાર.'

૧૬ જુલાઇ ૧૯૩૨

# જન્મગાંઠ

• ગુલબંકી •

જન્મગાંઠ :
કાળના અનંત સૂત્ર પે પડંતી
જિન્દગીતણા અનેક આમળાની એક ગાંઠ,
રાત્રિ ને અહર્તણાં મહાન ઝૂડ બાંધનાર
વર્ષકેરી આવતી વળી વળી જ એક ગાંઠ,
જન્મગાંઠ,
જીવના પ્રવાસમાં પડેલ એક માનવીની
જિન્દગીની એક એ પ્રચંડ ગાંઠ,
ત્યાં પડી પ્રભાતમાં,
દિને દિને વધી વધી જડંતી અંગ,
ચંડ બંધ બાંધનાર જન્મગાંઠ,
જન્મગાંઠ, જન્મગાંઠ,
ગાંઠ, ગાંઠ, બંધ, બંધ,
રાચતો મનુષ્ય શું હશે જ જાણી જન્મગાંઠ ?

જન્મવેંત બાંધી ગાંઠ,
સૃષ્ટિકેરી બાંધી ગાંઠ,
ક્લિષ્ટ ગાંઠ માનવીસમાજકેરી,
સભ્યતાની શિષ્ટ ગાંઠ,
સંસ્કૃતિની પુષ્ટ ગાંઠ,
જ્ઞાનકેરી શુષ્ક ગાંઠ,
માત, તાત, પત્ની, પુત્ર, મિત્રતાની મિષ્ટ ગાંઠ,
અંતરે અનંત ગાંઠ,

એક પે અનેક ગાંઠ,
છોડતો ન, બાંધતો, છુટી જનારી બાંધતો,
તુટી જનારી સાંધતો, નવી નવી ઉમેરતો;
સળંગ સૂત્ર,
સ્નિગ્ધ સૂત્ર,
તેજથી પ્રદીપ્ત સૂત્ર,
રેશમી સુંવાળું સૂત્ર,
આત્મનું અખંડ સૂત્ર,
ઈશનું અભેદ્ય સૂત્ર,
આમળી જ આમળી,
અભેદ્ય ગાંઠ પાડતો,
પ્રફુલ્લતા, પ્રદીપ્તતા, અખંડતા, અભેદ્યતા
મિંચી દગો ઉખેડતો,
મનુષ્ય કેમ હર્ષતો સુણી જ શબ્દ 'જન્મગાંઠ' ?

માહરી ય જન્મગાંઠ :
ક્યાહરે પડી જ ગાંઠ
ન સ્મરું, હું વિસ્મરું, કદા હિ મારી જન્મગાંઠ.
દિને દિને પડે જ ગાંઠ,
નિત્ય નિત્ય જન્મગાંઠ,
કોકની ય જન્મગાંઠ છે ઉજાવવાની ગાંઠ;
સર્વની,
અનંત બદ્ધ લોકની
ઉજાવું આજ જન્મગાંઠ,
છોડવા મથું જ ગાંઠ,
બાંધશો મને ન ગાંઠ,

યાદ આપશો ન ગાંઠ
માહરી પરે પડેલ જિન્દગીની જન્મગાંઠ.

હું મથું, તમે મથો,
મથું મટાડવા હું ગાંઠ,
સળંગ હીરદોર પે પડેલ હું ઉકેલું ગાંઠ,
ગાંઠ ગાંઠ છોડું હું,
અખંડ સૂત્ર અંતવંત દીસતું જ ગાંઠમાં,
ઉકેલી એ બધી જ ગાંઠ,
ઇચ્છું હું નિહાળવા,
મથું હું સિદ્ધિ પામવા,
અનાદિમાં પડેલ એક છેડલો જ દોરનો,
અનંતમાં પડેલ અન્ય છેડલો જ દોરનો,
સમગ્ર તે નિહાળવા,
સળંગ સ્નિગ્ધ સ્પર્શવા
ચ્હું, મથું, પડું, ઊઠું,
ભલે વલે જ થાય જે થવાની હોય.

જિન્દગી અનંત સૂત્ર,
ખંડ ના જ, ગાંઠ ના નિહાળવા મને દિયો,
દિને દિને જ જન્મગાંઠ
માહરી ઊજાવું હું, ઊકેલું હું,
ન બાંધવી વિશેષ ગાંઠ.

ધન્યવાદ નાપશો યદા પડેલ જન્મગાંઠ,
ધન્યવાદ આપજો છૂટે યદા પ્રચણ્ડ ગાંઠ,

જ્ઞાનથી, પ્રકાશથી,
છુટે ન કે કપાઈ જાય
મોતની છરી થકી ભલે કપાઈ જાય ગાંઠ.

શોચજો, વિચારજો, ઉજાવજો,
ભલે પડે જ અન્ય ગાંઠ, અન્ય જિન્દગાનીની;
તમે ન તે નિહાળશો,
ગણી તુટેલ એક ગાંઠ,
એક જીવ છૂટિયો,
પ્રચણ્ડ ગાંઠ જિન્દગીની તોડી જે વછૂટિયો,
ગણી જ ખૂબ રાચજો,
ખુશી થઈ જ નાચજો;
પરંતુ ના, કદી ય ના,
કરી શકાય એટલું કદીક ના,
તદા નહીં, કદી નહીં,
ન ગાંઠ માહરી પરે પડેલ જિન્દગીતણી,
જન્મગાંઠ ધન્યવાદશો નહીં.

૨૦ જુલાઈ ૧૯૩૨

# પત્થરે પલ્લવ

• ઉપજાતિ–વસંતતિલકા •

પળે પળે પ્રાણ નવા પ્રફુલ્લતી,
નવી નવી નૂતનશ્રી વિકાસતી,
વર્ષા જહીં જીવનવૃષ્ટિ સીંચતી,
રેલંત નીર અહીં તો ય સુકાઉં હું કાં?

આ આભ ખાલી ઉરને ભરીને
લચી રહ્યું ગર્ભિણી ગાય જેવું,
તે સીંચતું વત્સલ ઊર્મિધારા,
દૂઝે શું સ્નિગ્ધ જગજીવનકામધેનુ.

વસુન્ધરા આ અભિષિક્તદેહા,
મહા ફુલોની જનની ઋતંભરા,
પ્રત્યંગ એ પલ્લવ પુષ્પ ધારતી,
ધારે વિશાળ હૃદયે ઉગતી વિસૃષ્ટિ.

ધરાતણાં શષ્પ અનેક શસ્યો,
પ્રફુલ્લ દેવોતણી ભેટ આ જે,
ચરી ચરી ગૌપશુ દૂઝતાં વધે,
ધાન્યો લણી મનુજ જીવનપંથ ખેડે.

સમુદ્રથી અભ્ર, તહીંથી વર્ષા,
વર્ષાથકી ગંજ અખૂટ ધાન્યના,
ગૌદૂધથી, ધાન્યની વાનીઓથી
પુષ્ટિ ગ્રહી પ્રગટ માનવ ત્યાં થઉં હું.

હું માનવી સર્જન અદ્રિકેરી
ઉત્તુંગ ટોચે અણજોડ ઊભું,
નિષ્પ્રાણ નિષ્પલ્લવ શો રહી શું,
જાઉં રુંધાઈ ધવલા હિમથી વિઘાતી?

ઝરંત ધારે નવલક્ષ વર્ષા,
ભીંજાય પૃથ્વી, પલળું ય હું ત્યાં,
ખીલે બધાં ને કરમાઉં હું કાં?
મૂંઝાવતા હૃદય પ્રશ્ન ઉઠે તડૂકી.

શું ટોચ તો માત્ર નિહાળવાની?
કે વીજળીઘા સહી તૂટવાની?
શું પત્થરે પલ્લવ બેસશે ના?
શું ફૂટશે અવર કૈં નહિ માનવીથી?

૨૫ જુલાઇ ૧૯૩૨

## ધખના

પ્રભુ, હું તો ભાળી ભાળીને મૂંઝાઉં,
શાથી મારા મનડાની ધખના શમાવું ? ધ્રુવ૦

એક આંખે તારી અમૃત વરસે ને
બીજી ઝરે છે અંગારા,
ત્રીજી આંખે હશે શું યે ભરેલું
જીવન કે મોત કાળાં ? પ્રભુ૦

એક પાંપણિયે પ્રગટે કિરણિયાં ને
બીજીએ ઘોર અંધારાં,
તેજઅંધારાંની પાછળ શાં પ્રભુ,
સંતાડયાં તત્ત્વો ન્યારાં ? પ્રભુ૦

એક હથેળીમાં ઊઘડે કમળિયાં ને
બીજીમાં સમદર ખારા,
હાથ હલાવતા ધડ રે તારામાં
કિયા રે ભર્યા મેઘ ન્યારા ? પ્રભુ૦

એક આંગળિયે તરણું ના તોડે,
બીજી હણે વિશ્વ સારાં,
બંનેને દોરે એક અંગૂઠો તે
કિયાં રે ધકેલે કમાડાં ? પ્રભુ૦

એક પગે તારે ઝાંઝર ઝમકે ને
બીજા એ કાળ નગારાં,
આસન વાળી તું બેસે ત્યારે કિયા
ઊઠે ગેબી નાદ ન્યારા? પ્રભુ૦

આંખ ખોલું ત્યારે ભાળું અંધારાં ને
મીંચું ત્યાં તડકા ને લ્હારા,
છાયાતડકામાં દાઝે મારા પાય,
ક્યાં પ્રભુ શીતળ ક્યારા? પ્રભુ૦

૩૦ જુલાઇ ૧૯૩૨

# ગરુડનો વિષાદ

• મિશ્રોપજાતિ •

નથી નથી આભ વિષે જ ઊડવું,
ઊડી નથી ચક્કર દીર્ઘ ખાવાં,
નથી હિમાળે શિખરે વિરાજવાં,
ઊડી નથી ત્યાં કરવા શિકારો,
દિગન્તરાળે નહિ કાય વીંઝવી,
એ શૂન્ય આભે કઈ સિદ્ધિ લાધવી?

એ ચક્કરો યોજન વ્યાસવાળાં
ખાતાં કયી ચીજ જ પામવાની?
આઘા પડ્યા સૂરજ, ચન્દ્ર, તારા,
પાંખે ઘસાતાં અહીં અભ્ર કાળાં,
આંખે પડે પૃથ્વી–સમુદ્ર આરા,
ઊઠાવું જ્યાં અંગ ઊંચે હું ઊંચે,
આછો થતો જાય જ પ્રાણવાયુ,
ને વિસ્તરાતાં ક્ષિતિવર્તુળો ત્યાં,
ઝાઝો ધરાનો પટ હા નિહાળવો,
નિહાળવાં જન્તુ, મનુષ્ય આદિ,
વધુ વધુ એ કુરુક્ષેત્ર જોવું,
ને આંખનું નૂર જ વ્યર્થ ખોવું!
આઘાં જ તે સર્વ પ્રકાશધામો,
ખાલી જ આ સર્વ દિગન્તરાળો,
હ્યાં પામવો ક્ષીણ જ પ્રાણવાયુ,

આ ચક્કરો ખાઈ અનંત વ્યોમે
અંતે કયી ચીજ જ પામવાની ?

ઉડીઉડી ચક્કર ખાઈ અંતે
ધરાતણો અંક જ ખોળવાનો,
પેટાળ કો ડુંગરને લપાવું,
કો વૃક્ષનાં પર્ણ વિષે છુપાવું,
કે ઉચ્ચ તો યે ધરતી પરે હા,
હિમાદ્રિકેરા શિખરે વિરાજવું,
પાંખો કરી બંધ સમાવું માળે,
પાંખે દબાવી નિજ ઉગ્ર ડોકી
આંખો પ્રતાપી પણ મીંચવાની,
પૃથ્વીથકી ભક્ષ્ય જ મેળવીને
મિટ્ટીતણી કાય ટકાવવાની.

નથી હવે આભ વિષે જ ઊડવું,
ન શૂન્યના સાગરમાંહિ બૂડવું !

૩૧ જુલાઇ ૧૯૩૨

# જિન્દગીના નવાણે

• મન્દાક્રાન્તા •

આષાઢસ્ય પ્રથમ રજની નીતરે નૈતમાંગી,
એવી રાતે જગતજીવનાં અંતરો લે ઉછાળા,
ગીતો, નૃત્યો, મધુર મદિરા, ને પલંગો સુંવાળા,
રમ્યા નારી ભવન ભરતી કિન્નરી શી કૃશાંગી,
હૈયે હૈયે છલક ઉછળે ભાવશૃંગારભીની,
ફૂંઝે રાત્રિ સુલક સુખિયે, દ્રવ્યથી આઢ્ય ધામે,
વામી ચિંતા પુલકિત મને માણતા શું પ્રકામે
જીવ્યાલ્હાવો જન કંઈ હશે આવી રાત્રે અમીની.

મારા દેશે પણ સુખ બધાં એકદા એમ માણ્યાં,
આજે જૂદી પ્રણયરજની માણવાની અમારે :
કારાગારે અમ તન પડ્યાં શૃંખલાના પથારે,
રૌદ્રા લીલા અવર પ્રગટે, મર્દનાં જંગગાણાં
ઊઠે ગાજી જનજનતણાં અંતરોનાં ઉંડાણે,
જ્યારે બારે ઘન ઉલટતા જિન્દગીના નવાણે.

૪ ઑગસ્ટ ૧૯૩૨

# માનવી માનવ

• મિશ્રોપજાતિ •

પૃથ્વીઉછંગે ઉછરેલ માનવી
હું માનવી માનવ થાઉં તો ઘણું.

અનન્ત વિશ્વે લઘુ બિન્દુ પૃથ્વી–
પરે હું ચૈતન્ય તણો જ બિન્દુ
ચૈતન્યશાળી થઈ ચેતનાનો
પ્રવાહ સીંચું જડમાં ઘણું તો.

આ દેહ પે પાંખ ઉગાડવી ના,
આ ખોબલે સૃષ્ટિ ઉછાળવી ના,
અમાનુષી શક્તિ જ જાચવી ના.

દિક્કાળનાં સર્વ પેટાળ ભેદી
નેપથ્ય સૌ સ્થૂલતણા જ છેદી,
સૂર્યોતણી જોઈ નિહારિકાઓ
આ આંખ પે પાંપણ બીડવાની.

ઉડીઉડી આભતણા ઊંડાણે,
સમુદ્રનાં ગહ્વરના પટાળે,
ભમીભમીને પગ ઠારવા તો
ને શ્વાસ લેવા અહીં આવવાનું.

કીકી ક્યહાં આ, ઉડુમંડળો ક્યાં ?
ક્યાં પાય આ, ક્યાં જ દિગન્તરાળો ?

આ દેહડીની રજ શી ભુજામાં,
આ ઊંડળે આભ સમાય શાનું ?

આ પંચતત્ત્વે ઘટાડો ઘડાયો,
જે માનવી અંગ મને મળેલાં
સાર્થક્ય તે અંગ થકી જ સાધું
આ જિન્દગીનું, અહિંયાં ધરા પે
ચાલી પગેથી જ ઉકેલું ભેદો.
વસુન્ધરાને ઉર શીર્ષ ઢાળું,
અંગાંગ એનું સઘળું નિહાળું.
આ વિશ્વનો અંશ જ જો ધરા તો
કને તજી દૂર જ કેમ ઘૂમું ?
ધરાતણો અંશ જ પિણ્ડ આ તો
બ્રહ્માણ્ડ આ પિણ્ડ વિષે જ ખોળું.

છે વિશ્વ મારા હૃદયે સમાયું,
શ્વાસે ભર્યો મેં જગપ્રાણવાયુ,
આંખે ભર્યા સૂર્યતણા પ્રકાશો,
દેહે બધા દેવતણો જ વાસો,
પરમાણુમાં સર્વવ્યાપી સમાયો,
આ બુદ્બુદે ચેતનઅબ્ધિ માયો,
આ વૈખરીથી જ અગમ્ય ગાયો,
આ સ્થૂલમાં સૂક્ષ્મતમે વિલાસ્યો.

રે, સૂક્ષ્મથી સ્થૂલ પ્રકાશ પામ્યું,
નિશ્ચેષ્ટથી ચેષ્ટિત સર્વ જામ્યું,
રે, સ્થૂલ ને ચેષ્ટિતને ઉપાસી

અતીત તે સૂક્ષ્મ મથું હું જોવા:
મારા પદે આ પડી મૃત્તિકા જે
તે ખોબલે લૈ મસળું, નિહાળું,
કણેકણે ત્યાં સ્ફુરતી શું વાણી:
આકાશ, વાયુ, જળ, તેજ, પૃથ્વી
એ પાંચની પંચવટી સમાણી
આ ખોબલામાં, કણ આ સમાથી
હિમાલયો કૈં પ્રગટ્યા ઉંચેરા,
ખંડો રચાયા પણ આ કણોથી,
સમુદ્ર પૂર્યા પણ એહ પાત્રે,
ને જીવસૃષ્ટિ સ્ફુરતી અહીંથી;
આ મૃત્તિકાના કણમાં દટાઈ
તૃણાંકુરો, પુષ્પની વલ્લરીઓ,
વૃક્ષોતણાં જંગલ, ઔષધિઓ,
અનેક ધાન્યો, ફળ પુષ્ટ કૈં કૈં
ઊગે, ફુટે, પાંગરતાં, ફળંતાં,
એ સર્વથી આ નિજ દેહ પોષતી
કીટાદિથી માનવની સુધીની
આ જીવસૃષ્ટિ સ્ફુરતી નિહાળું.

આ ખોબલામાં કણ માટીના, ને
સૌ ન્યાળતી આંખતણા જ તારા,
એ બે ય રે એક જ શું ખરે રે ?
ને માહરી ચિત્તકણી સ્ફુરે રે:
ફૂંકે ઉડંતા કણ આ જ ક્યાં ને
ક્યાં ભેદતી આંખ દિગન્તરાળો ?

નિશ્ચેષ્ટ માટીકણ આ પડેલા,
સચેષ્ટ મારા કણ આ બનેલા,
નિશ્ચેષ્ટને વાયુ જગે વિખેરે,
સચેષ્ટ મારા કણ હું વિખેરું,
નિશ્ચેષ્ટથી ચેતનધાન્ય ઊગે,
સચેષ્ટથી હું ય કંઈ ઉગાડું.
જે જે કણોથી ઘટ આ ઘડાયો,
પાછા દઉં તે સઉ વ્યાજ સાથે,
મારું અહં પોષું કદી ન એથી,
ન સ્વાર્થનાં મંદિર બાંધું એથી,
નિશ્ચેષ્ટ ને ચેષ્ટિત જે કણો તે
આ ભૂમિ મારી, મુજ ભાંડુઓ જે
તે કાજ આ સૌ કણ દૌં વિખેરી,
વીંટા દઉં સૌ ઋણના ઉભેરી.

વિકાસકેરા ક્રમમાં વધંતાં
કીટાદિથી માંડી મનુષ્ય થાતાં,
જે ખોળિયું પામું ન તેહ નિંદું,
તેના જ દ્વારા કરું કાર્ય સન્ધું.
આજે પડ્યો માનવદેહમાં હું
સંપૂર્ણ થાવા જ મનુષ્ય ઇચ્છું.

આ ચેતનાના કણ કાજ આંહીં
પ્રકાશવાની ઘણી કાલિમા છે,
હજી ઘણાં ભૂતલ ખેડવાનાં,
હજી ઘણાં જંગલ વીંધવાનાં,
હજી ઘણા અદ્રિ ઉલંઘવાના,

હજી ઘણા સાગર માપવાના,
ભૂગર્ભ છે કૈં હજી ભેદવાના,
હજી ઘણાં છે રણ સીંચવાનાં,
હજી ઘણી રાત્રિ ઉજાળવાની,
દિનો ઘણા છે હજી ઠારવાના,
રે, ધુમ્મસો કૈં છ ઉડાડવાનાં,
રે, આતશો કૈં છ જલાવવાના,
હિમાદ્રિઓ કૈંક પિગાળવાના,
જ્વાલામુખી કૈંક શમાવવાના.
વિકાસની દિક્ નિત મોકળી હ્યાં,
હ્યાં સત્ત્વ ઉચ્ચોચ્ચ ખિલાવવાના
નિઃસીમ છે કાર્યપટો બિછાવ્યા.
આ ભૂતલે જે પુરુષાર્થગંજ
તે એક શું કિન્તુ અનેક જન્મો
મનુષ્યનાથી પણ ના ખૂટે રે.

આ શક્તિદાત્રી, પુરુષાર્થદાત્રી,
મનોવિધાત્રી, સુદ્રપ્રાણદાત્રી,
હૈયે ઉઠંતા સહુ ભાવકેરી
આ માનવી ભૂમિ જ કામધેનુ,
ભૂગર્ભરત્ના વસુધા જનેતા
તજી ક્યહાં હાલ જવા ન ઇચ્છું.

આ ચેતનાનો કણ જાળવી હું
અમાનુષી દાનવતાપ્રવાતે
બૂઝાઈ જાતો હું લઈ બચાવી,
એ ચેતનાને અધિકાધિક હું

અજવાળવા ઇચ્છું અહીં અહીં જ,
આ ભૂમિમાં, માનવદેહમાંહે
પુનઃ પુનઃ પ્રાર્થું હું જન્મ મારો.

ને આમ ઉત્ક્રાન્તિપથે પળંતો
હું માનવી ચિત્‌ચણગાર ઝાંઝો
જ્વલંત થાતો કંઈ કાળઅંતે
નિર્ધૂમ્રજ્યોતિ થઉં શુદ્ધ આત્મા,
ભલે ભલે તો, પરવા પરંતુ
સુદૂર એ ભાવિતણી હજી ના.
આજે અહીં ભૂતલમાંહિ જન્મ્યો
મનુષ્યદેહે બસ ઇચ્છું આટલું :

આ અલ્પદેહે પ્રભુની પ્રતિષ્ઠા,
સ્થપાયલી શાશ્વત સત્યનિષ્ઠા,
સત્કાર્યદીક્ષા હૃદયે બલિષ્ઠા
ધરી મથંતો હું મરું ઘણું તો.
અનંતનો દીપકવાહી હું આ
અકલ્પ્ય પંથે પળનાર હું જે
મનુષ્ય જન્મ્યો, મરતાં સુધી હું
'હતો ખરો માણસ' હું બની રહું;
જ્યાં પાય મારા તહીં શીષ મારું,
જ્યાં દેહ મારો તહીં હૈયું મારું.

વસુન્ધરાનું વસુ થાઉં સાચું,
હું માનવી માનવ થાઉં તો ઘણું.

૮ ઑગસ્ટ ૧૯૨૨

# રૂડકી

: ભૂંડી :

વાઘરીવાડની રૂડકી એના લટિયેલટિયે લીંખ,
અંગેઅંગે ઓઘરાળા એનાં લૂગડાં પીંખાપીંખ.
ભૂંડી ભઠ્ઠ રૂડકી રે.

એક કાખે એક છોકરું બીજું હાથે ટીંગાતું જાય,
માથે મેલ્યા ટોપલા ઉપર માંખો બણબણ થાય.
ભૂંડી ભઠ્ઠ રૂડકી રે.

રૂડકીને ઘેર બોરની વાડી, વાઘરી જવાન જોધ,
વાઘરી લાવ્યો વહુ બીજી ને રૂડકી રોવે ધોધ.
ભૂંડી ભઠ્ઠ રૂડકી રે.

રૂડકી લેતી ટોપલો માથે, નાનકાં લેતી બાળ,
હાથે પગે એ હાલી નીકળે, રામ માથે રખવાળ.
ભૂંડી ભઠ્ઠ રૂડકી રે.

રૂડકી વેચે કાંસકીસોયા દામમાં રોટલા છાશ,
છાશનું દોણું કાંસકીસોયા એ જ એના ઘરવાસ.
ભૂંડી ભઠ્ઠ રૂડકી રે.

કોઈનો ઓટલો ચોતરો ચોટું રાત પડે એના વાસ,
દિન આખો તે શેરીએ શેરી ભમતી રોટલા આશ.
ભૂંડી ભઠ્ઠ રૂડકી રે.

: ભૂખી :

નાગરવાડે નાત મળી ને ગૌરી ગીતો ગાય,
ધીંકડ વાગે ઢોલ પિપૂડી ગામ આખું લહેરાય.
ભૂખી ડાંસ રૂડકી રે.

ધાવણી છોડીને તાવ ચઢ્યો ને નાનકી ભૂખી થાય,
છોકરાં લઈને રૂડકી બંને નાગરવાડે જાય.
ભૂખી ડાંસ રૂડકી રે.

શેરીમાં બેસી નાત જમે ને ચૂરમાંથી પીરસાય,
શેરીનાકે ભંગિયાં, ઢેડાં, વાઘરાં ભેગાં થાય.
ભૂખી ડાંસ રૂડકી રે.

રૂડકી ઊભે એક ખૂણામાં છોકરાં બઝાડી હાથ,
વાઘરાંકેરા થાય કોલાહલ ખોલકાં ભૂંકે સાથ.
ભૂખી ડાંસ રૂડકી રે.

નાત જમી ત્યાં ઊઠે આખી, પાનસોપારી વહેંચાય,
વાઘરાં તૂટ્યાં પતરાળાં પર એંઠું ઉપાડી ખાય.
ભૂખી ડાંસ રૂડકી રે.

રૂડકી દોડે વાઘરાં ભેગી, લૂંટંલૂંટા થાય,
અર્ધી ખાધેલ પતરાળી એક, હાથ આવી હરખાય.
ભૂખી ડાંસ રૂડકી રે.

ચોર્યુંફેંદ્યું ચૂરમું શાક, ને ધૂળ ભરેલી દાળ,

રૂડકી કોળિયા છોકરાંને દે, ઉપરથી દે ગાળ.
ભૂખી ડાંસ રૂડકી રે.

નાતના વાળંદ લાકડી લૈને મારવા સૌને ધાય,
એ ધમાલમાં રૂડકાના થાળ કૂતરાં તાણી જાય.
ભૂખી ડાંસ રૂડકી રે.

પાનબીડાં લઈ નાત ઊઠે ને રૂડકી ખંખેરે હાથ,
દુનિયાકેરી દોરંગી લીલા દેખે દીનનો નાથ.
ભૂખી ડાંસ રૂડકી રે.

૮ ઑગસ્ટ ૧૯૩૨.

# તલાવણી

તળાવને કાંઠે રહેતી તલાવણી,
ગાતી ગોવિંદની લાવણી,
તલાવણી રે રહેતી તળાવને કાંઠડે.

દુનિયાનાં શહેરમહેલ આઘાં ભલે રહ્યાં,
મીઠાં તળાવ મારે લહેરિયાં. તલાવણી૦

આ રે તળાવડી સૂકી ભરેલી,
મારે હૈડે એ ઠરેલી. તલાવણી૦

ભરી તળાવડીમાં પીએ સૌ ઢોરાં,
સૂકીમાં ખેલશે છોરાં. તલાવણી૦

દુનિયામાં કાળ કે મોતીની વાવણી,
મારે કાયમની નીંદણી. તલાવણી૦

દુનિયાને ઘેર ફૂલમોતીની છાબડી,
મારે શકોરું ને રાબડી. તલાવણી૦

દુનિયાના મહેલ ભલે આભલાને બાઝિયા,
મારે તો ઝૂંપડાં છાજિયાં. તલાવણી૦

દુનિયાને ઘેર ભલે મખમલ સુંવાળી,
મારે પરાળની પથારી. તલાવણી૦

દુનિયાનાં સુખદુ:ખ મારે શા કામનાં,
મારે ગાવાં ગાણાં રામનાં. તલાવણી૦

આ રે જનમ હું જનમી તલાવણી,
હું સીમસેઢાની રાણી. તલાવણી૦

૧૦ ઑગસ્ટ ૧૯૩૨

# રંગરંગ વાદળિયાં

હાં રે અમે ગ્યાં'તાં
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
અનંતના આરે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે ઊડ્યાં
હો મોરલાના ગાણે,
કે વાયરાના વહાણે,
આશાના સુકાને,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે થંભ્યાં
હો મહેલના મિનારે,
પંખીના ઉતારે,
કે ડુંગરાની ધારે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે પ્હોંચ્યાં
હો આભલાને આરે,
કે પૃથવીની પાળે,
પાણીના પથારે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે નાહ્યાં
હો રંગના ઓવારે,

કે તેજના ફુવારે,
કુંકુમના ક્યારે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે પોઢ્યાં
છલકતી છોળે,
દરિયાને હીંડોળે,
ગગનને ગોળે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે જાગ્યાં
ગુલાલ ભરી ગાલે,
ચંદન ધરી ભાલે,
રંગાયાં ગુલાલે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે નાચ્યાં
તારાના તરંગે,
રઢિયાળા રંગે,
આનંદના અભંગે,
કે રંગરંગ વાદળિયાં.

હાં રે અમે આવ્યાં
હો રંગરંગ અંગે,
અનંત રૂપરંગે,
તમારે ઉછંગે,
કે રંગરંગ વાદળિયાં.

૨૨ ઑગસ્ટ ૧૯૩૨

# સતિયા જન

સતિયા જન રે હો, સતની શૂળીએ વીંધાય,
રુડા રંગમાં રંગાય,
એના ગુણ રે હો, ગાયા કયમ રે ગવાય! ધ્રુ૦

સૂના અંતરમાં આગો તે સળગે ને ભડકી ભૂતાવળ ભાગે,
નવલી ફૂટે એને આંખો ને પાંખો અંગેઅંગે જ્યોત જાગે. સ૦

સંકટકાંટાની એની પથારી ને અપયશફુલડાંની માળા,
મોહમમતને હોમીહોમી એ તો પ્રગટાવે ત્યાગની જવાળા. સ૦

પ્રેમદયાના પાયા ઉપર એ સતનાં મંદિરિયાં ચણાવે,
જ્ઞાનના ઘંટ ગજાવી પ્રભુને પગલું દેવાને મનાવે. સ૦

વૈરાગની વડલાડાળે બાંધે એ કાયાનો કર્મહીંડોળો,
અંગો ધોળે એ તો અંતર વલોવે પાપીને પાથરે ખોળો. સ૦

ચન્દ્ર શો શીતળ, તીખો સૂરજ શો, પ્રેમપ્રતાપનો ગોળો,
એવા રે સતિયાને પગલે આ પૃથ્વીમાં કરુણાની ઊછળે છોળો સ૦

૩૦ ઑગસ્ટ ૧૯૩૨.

# બળતાં બચાવજે

· મિશ્રોપજાતિ ·

આ છૂટશે બંધવ આજ હ્યાંથી,
તુરંગ શા તંત્રની કેદમાંથી
છૂટી જશે બહાર તુરંગમાંથી.

તુરંગથી આ જન છૂટનારા,
અહીં રહેનાર અને બિજેરા,
છૂટંત ને બન્ધનગ્રસ્ત બેના
મેળા મળે મીઠડી છૂટવાની
પળે, છુટયા સંગ હજી ન છૂટયા
ખુશીતણી કૈં ખબરો કહાવે,
વ્હાલા જનોની ખબરો પુછાવે,
ભરીભરી પેટ હળીમળી લે,
અને તહીં બન્ધનમુક્ત કેદી
હસે, નિહાળે નિજ બદ્ધ ભાંડુ,
ઊભાં તહીં તે સળિયા પુંઠે જે.

તે યે હસે સૌ હસતા જ કેદી,
છૂટંત ને આ હજી બદ્ધ કેદી.
પ્રયાણનો કાળ તહીં ભરાયે,
તુરંગનું આંગણ કેદી છોડે,
ને બદ્ધ કેદી કરને પ્રસારે.
છૂટી અને બંધનબદ્ધ આંખો
ખેંચાઈ ખેંચાઈ રહે નિહાળી,

આંખોતણા મૂક વિદાયસ્પન્દે
ને 'આવજે'ના ઉઠતા સ્વરોમાં
છૂટેલ કેદી કદમો ઉપાડે.

તુરંગનો ત્યાગ કરી જતા આ
તે તે જનોને જન મુક્તિવાંછુ
ક્ષણેક જે બન્ધનમુક્ત થાતા
જોઈ વધાવે શુભ ભાગ્ય એમનું.
ને હર્ષની ઉપર વાદળી શી
છવાય છાયા ક્ષણ શોકમોહની:
'એ છૂટતા, બંધનમાં અમે તો.'
રે, ભાવિનું ભીતર ભેદતો હું
આ મુક્ત થાતા જન ઉપરે કૈં
મહા મહા બંધનપુંજકેરી
છવાતી છાયા નિરખું અને ત્યાં
હૈયે ઢળે શ્યામળ શોકછાયા.

રે, માનવી બંધન એક છોડી
હસે ઘડી, સન્મુખ ત્યાં જ ઊભી
પરંપરા બન્ધનની વિશાળી:
તુરંગ આ કોટતણી વટાવી
તુરંગ બીજીમહીં પાય દેવો,
ચણી દિવાલો અહીં પત્થરોની
એથી દિવાલો પણ ત્યાંહિ ભૂંડી,
ફુંફાડતી સર્પ મહાન જેવી,
પડી પરાઈ કંઈ કાળથી ત્યાં.

તુરંગની ઉપર આ તુરંગો,
વટાવું આ, ત્યાં જ ઉભેલ પેલી,
તુરંગ આ ઇંટતણી ચણેલી,
તુરંગ તે દાસ્યતણી ચણેલી,
તુરંગ આ ઇંટતણી વટાવે
આ કૈં જનો આજ કિંવા જ કાલે,
દુર્લંઘ્ય જે દાસ્યતણી તુરંગો
તે યે વટાવી પણ છે ઘણાએ.
અમે ય તે આજકાલે બંધા સૌ
તુરંગ આ દાસ્યતણી વટાવશું.
ક્ષણેકના પ્રશ્ન જ આ ક્ષણોમાં
જશે ઉકેલાઈ, તુરંગ બીજી
હશે ખડી ત્યાં વધુ ફૂટ ઘેરતી.
જને પરાયા અહિંયાં ચણેલી
દિવાલ આ દાસ્યની ભાંગવી તે
સ્હેલી, ચણેલી પણ આપણે જે
તુરંગ આ માનવચિત્તમાંહે
ઊઠંત શંકા, ઉરદાઝ, મોહો,
ક્રોધોર્મિઓ, ક્રૂર વિનાશભાવો
થકી ઉઠે દુર્ગમ દુર્ગ આ જે :
ભાઈ અને ભાઈતણી જ વચ્ચે
આ સ્વત્વની, દુષ્ટ પરત્વની આ,
આ દ્રવ્યની, માનતણી, પ્રતિષ્ઠા –
તણી જ, શિષ્ટાચરણોની એવી
સમાજની સૃષ્ટ દિવાલમાળા :

વ્યક્તિ અને વ્યક્તિતણી જ વચ્ચે,
માબાપ ને સંતતિકેરી વચ્ચે,
કુટુંબની કે કુળનાતજાતની,
કુધર્મની, મોક્ષપથોની, પુણ્યની,
મેલાં જનો, અજ્ઞ, અનેક નીચાં
જુદાં કરી, અંતરની દિવાલો-
તણી તુરંગો પણ હા, ઉભેલી,
એ ભેદવાની વસમી ય એથી.

ને ભેદી એને ય, તુરંગ સૌથી
દુર્ભેદ્ય આ માનવના અહંની,
જેથી જ આ અન્ય તુરંગ ઊઠે
અનેક, તે પત્થર કાળમીંઢની
તુરંગકેરા સુવિશાળ પાયા
રે, બુદ્ધિના, ભાવતણા, ક્રિયાના,
હૈયાતણા મંથનના ખનિત્રે
રે, ખોદી ખોદી જ ઉખેડવાના.
તુરંગ એ ભેદી અભેદ્ય આખી
આ મુક્ત ભૂમિ કરવાની છે હા.

તુરંગની માળ તરંગ જેવી
આ ઊઠતી દૃષ્ટિપથે જ જોવી,
જોવી અને આંખડી માત્ર લોવી,
પ્રભો, કરી આમ જ જિન્દગી કાં ?
રે જન્મથી આ કરમે જડેલી
તુરંગમાં શું મરવાનું અંતે ?

તુરંગના તંગ જ તોડવામાં
શું જિન્દગાની જ જવાની તૂટી ?

તેં યે પ્રભુ, જન્મ તુરંગમાંહે
લીધો અને એ મનુજે ચણેલી
તુરંગના ભેદનમાં જ છેલ્લો
તેં શ્વાસ લીધો; પ્રભુ તું, હું માનવી,
તુરંગ મારે ય સદા જ તોડવી,
ને અંજલિ આર્દ્ર તને જ જોડવી :

'આ દીર્ઘ પંથો પર પાયા તારા
કહીં કહીં તું ધરજે પ્રભો, આ
તપેલ કાયા પર તારી શીળી
છાયા ધરીને બળતાં બચાવજે !'

રે, છૂટતા આ સ્વજનો નિહાળી,
રે, આંખ પે પાંપણ આજ ઢાળી,
અનંત મારો પથ ક્લિષ્ટ ભાળી
થંભી ઘડી જાઉં જ, શોકછાયા
ચઢે, ઘડી કંપ શરીર વ્યાપે :

તુરંગના તંગ કદા જ તૂટશે ?
રે, પ્રાણનું પંખી કદા જ છૂટશે ?

૨ સપ્ટેમ્બર ૧૯૩૨

# ધૂમકેતુ

• અનુષ્ટુપ-મિશ્રોપજાતિ-પૃથ્વી-સ્રગ્ધરા •

વ્યોમની કેડીએ સીધો જતો 'તો એક તારલો,
ભલો ને ભોળુડો, જાણે વિશ્વનો ઉરહારલો.

શાંત ને દીપ્ત, ઓજસ્વી, સ્થિરપાદ, સ્વયંપ્રભુ,
નૈષ્ઠિક બ્રહ્મચારી શો, મનોજિત્ મેરુ શો, વિભુ.

તારાની ભવ્ય આક્રાન્તિ ન્યાળતાં કાન્તિ કોમળી,
વ્યોમની સર્વ રંભાની હૈયાની હેલ ઊછળી.

મિશ્રો૦]

ત્યાં વ્યોમની તેજકલાપધારિણી
કન્યા, નવોઢા, ગૃહિણી ગુણાળુ સૌ,
વિલોલ નેત્રે, અધરે ઢળંતા,
રહી ગ્રહી તારકની પ્રભાસુધા.

ને શુક્રતારા શરમાતી ભાળતી,
શશીકલા પાંપણને પલાળતી,
લચી પડે મંગલની કલાસુતા
સ્વયંવરાર્થે શમણાં જ સેવતી.

વિહારિણી વ્યોમતણી ગુરુપ્રભા,
ને વ્યાધની દીપ્તિભરેલ સુપ્રભા,
અગસ્ત્યની દૂર રહી કળાપ્રિયા,
સૌભાગ્ય પોતાનું થઈ જ નિન્દતી.

અનુ૦]

અહો, તે કામપીડાતી વ્યોમની અંગનાતણાં
લોચનો લોલ તારાના પ્રભાપુંજે ઠરી રહ્યાં.

સ્વપંથે નત નેત્રોએ જનારો યોગી તારલો,
'પોતે ઉન્માદનો સ્રષ્ટા' વાત લેશે ન જાણતો.

[મિશ્રો૦]

થઈ અધીરી નભકન્યકાઓ,
કઠોર થૈ શું પતિભક્ત નારીઓ,
'રે, પામવો કોઈ વિધે જ વાલમો.'
ઉતાવળી સૌ અભિસાર માંડતી.

અનુ૦]

અમાપ્યા આભઊંડાણે સૂર્ય જ્યાં બિન્દુના સમો,
નિત્ય રાત્રિ વસંતી જ્યાં દિક્તણા દિવ્ય પ્રાંગણે.

[મિશ્રો૦]

નક્ષત્રસ્થંભે પથ જ્યાં રચેલા,
મહાલયો તારકના ઉભેલા,
નિહારિકાનાં વન જ્યાં વસેલાં,
નભાર્ણવે જ્યાં તરતાં ખમંડળો,
અનેક તારાગણથી વસેલી
ભૂગોળ જ્યાં ભવ્ય ખગોળકેરી,
પંથો પુરાણા સઘળા ઉલંઘી
નારી પળે ત્યાં અભિસારકામુકા.

અનુ૦]

વિશ્વના રાહથી નોખો અજાણ્યો અંગનાથકી,
કામજ્યોતે ન ઝંખાયો તારો પુણ્યપથે પળે.

[મિશ્રો૦]

ત્યાં શુક્રીએ લોચનબાણ નાંખ્યું,
શશીકળાએ કરને પ્રસાર્યાં,

ને નેત્ર ઢાળી મલકંત મોઢે
થૈ મંગલા રમ્યતરા સહુમાં.

સપ્તર્ષિના આંગણમાં ઉભેલી
અરુન્ધતી જાઉં ન જાઉં શોચતી,
ગુરુપ્રભા, વ્યાધપ્રિયા ચલી છતાં
એકે ન આગે ડગલું દઈ શકી.

મંદાકિનીએ હરિપાયને તજ્યા
નિહાળી, લક્ષ્મી હરખાતી સેવવા,
ત્યાં શીતસ્થાને કર ઉષ્ણ સ્પર્શતાં
જાગેલ વિષ્ણુ ઝબકી નિહાળતા.

અનુ૦ ]
મહા કો સૂર્યની સામે કમળો જેમ ખીલતાં,
વ્યોમની નારીનું વૃન્દ ધસે તારકમેર ત્યાં.

પૃ૦ ]
ધડાક તરછોડી હાથ હરિ લક્ષ્મીનો ઊઠિયા,
'અમાંગલિક કર્મ આ કવણ મૂઢ માંડી રહ્યો ?'

અનુ૦ ]
વ્યવસ્થાવિશ્વના પાયા ડોલતા દેખી વિષ્ણુએ
સૃષ્ટિના સૂત્રધારોને સંબોધ્યા સૃષ્ટિ રક્ષવા.

મિશ્રો૦ ]
સપ્તર્ષિઓ ધૂણી ઉઠ્યા સરોષ સૌ,
કુંવારકો ધ્રુવ ચળ્યો ચળ્યો જ શું,
અગસ્ત્ય ને વ્યાધ, ગુરુ પ્રકોપિયા,
કૂદ્યા કરાળ વદને સ્થિતપ્રજ્ઞ યોગી.

'ખરે, ખરે, મૂઢ જ કોણ પાક્યો ?
સમગ્ર સૃષ્ટિ ઉથલાવવા પળ્યો,'

ને લાલ નેત્રે નિરખી રહ્યા સૌ
જતી જતી દૂર કુટુંબનારીઓ.
'કરો કરો કાંઈ ઉપાય, હે પ્રભો!
રસાતળે આમ જશે જ વિશ્વ તો.'
વહી રહ્યું પ્રાંજલિ જૂથ વિષ્ણુને,
વિષ્ણુ વિચારે શિર આંગળી ધરી.

અનુ૦]
અને શ્રીમુખથી વાણી સરે સ્રોતસ્વિની સમી,
ઉપાયો હાથ છે તો યે વાત લાગે છ આકરી.
કન્યકા કોકની સાથે બાંધો એને જ બંધને,
પરણ્યો પાંગરેલો એ હાનિ ના કોઈને કરે.'

ખોળવા કોક કન્યાને ઊપડ્યું જૂથ આભમાં,
વિમાસે વિષ્ણુ ત્યાં બેઠા વિશ્વના ગૂઢ પ્રશ્નને.

[મિશ્રો૦]
'શું બ્રહ્મચર્યે નહિ સિદ્ધિ સૃષ્ટિની?
શું લગ્નમાં તુષ્ટિ ન કામદેવની?

અનુ૦]
સત્યસંયમનાં તેજ સાંખશે નહિ સૃષ્ટિ શું?
નિયત ક્રમમાં વાર્યે ભાવ પામે ન તુષ્ટિ શું?'

મિશ્રો૦]
ત્યાં ઢીંગલી શી લઈ કન્યકાને
આણ્યું ઋષિજૂથ સહર્ષ સત્વર,
'ચલો, ચલો, ઈશ! વિલંબ જો થયો
રે, ભ્રષ્ટ થાશે જગની પરંપરા.'

અનુ૦]
ભુઝાવા વડવાવહ્નિ મેઘનાં દળ ઊમટે,
ભ્રષ્ટાતાં શીલસૌભાગ્ય રોકવા તેમ સૌ પળે.
ઢાળેલી પાંપણો જેની, અંતરે ધ્યેયઝંખના,
સંયમે કાય બાંધેલી, સાધેલી માર્ગસાધના,
ક્રાન્તિની કલાન્તિ જેને ના, લાલસા અન્યની નહિ,
પોતે સર્જેલ તોફાનો ન જાણી કિંમતો રહ્યો.

[મિશ્રો૦]
ત્યાં સ્નેહ એનો ગ્રહવા જ દોડતી
જતી હતી નારી શું સિન્ધુની ભણી,
એ વેગના રોધન અર્થ અદ્રિઓ
સમા ધસે ત્યાં નરલોક પૂંઠળે.

અનુ૦]
અને જ્યાં કામદાઝેલી વ્યગ્ર મંગલની સુતા
ચરણે તારલાને ત્યાં 'પડું જે પડું' શી થતી;
થાકીને આદરી ઝાઝી શુક્રી ત્યાં નેત્રપલ્લવી,
રુષ્ટ, ઉદ્વિગ્ન થૈ તારાકણ્ઠને બાઝવા જતી;
'પ્રસાર્યા કર મેં શીળા તો ય આ નહિ ભાળતો.'
લહીને શશિકન્યા તો શોચતી ચીસ પાડવા;
અને સૌ નારીઓ છાની એકમેકેથી નીકળી
આથડી હમણાં જાશે બધી, એમ કટોકટી

પૃ૦]
સમે નરજનો ધસ્યા મરુત શા અને પદ્મ શાં
સુખો વિકસતાં શું સૂર્ય ગમ, ચણ્ડ ઝોલાંથકી

નમે પવનના તથા વિકળ નારીઓ આભની
વિમૂર્છિત થતી શું જોઈ નિજ રક્ષકો આવતા.

અનુ૦]
ઉઠાવી કરને ઊંચો પાપપ્રારંભ રોકવા,
વસિષ્ઠે ત્રાડ ત્યાં ફેંકી ભેદતી આભગાભને :

મિશ્રો૦]
'રે, થંભ, હે તારક છદ્મકામી!
મૂઢાત્મ, તારે દરકાર કોણની?
રે, પાપનો ધોધ વહવાનારા,
રોકાઈ જા, જગતું પાપપ્રયાણ રોક :'

અનુ૦]
મુનિનો કારમો ઘોષ તારાના કાન પે પડ્યો,
સમાધિ ધ્યેયની તૂટી નીરખે બાવરો બધે.

મિશ્રો૦]
દીઠાં તેણે વૃન્દ યોગીશ્વરોનાં,
દીઠાં તેણે વૃન્દ ત્યાં કામિનીનાં,
યોગીમોઢે રોષ ઉત્ફુલ્લ રાજે,
નારીનેત્રે કામ કલ્લોલ નાચે.

અનુ૦]
નારીઓ નત નેત્રોએ કામ ને ક્ષોભથી ભરી,
ખાળેલી સિન્ધુભરતી શી ખડી ત્યાં એકમેર સૌ;

ટોળું ત્યાં મુનિઓકેરું કંપતું રોષથી વૃથા,
ઝૂમે શું ઝુણ્ડ મેઘોનું, વિષ્ણુ ત્યાં મલકે જરા.

'કર્યું શું મેં?' વિચારે એ ભોળુડો તારલો જહીં,
પતાવા મામલો માઠો વાત છેડે વસિષ્ઠ ત્યાં.

[મિશ્રો૦]
'રે છોકરા, છોડ ઉટંગવેડા,
જો કર્મ તારાં જગને પ્રજાળે,
ધર્માર્થ તો યે ગતિ ભિન્ન તારી
આ વિશ્વને આફત શી બની જો.'

અનુ૦]
'બંધાયું વિશ્વ જે ગાંઠે, તું ય બંધાઈ જા તહીં,
વરીને કન્યકા આ દે, સર્વને સુખશાન્તિ તું.'

[મિશ્રો૦]
'શી કન્યકા? વાત જ ગાંઠની શી?
આપત્તિ શું? શાન્તિ હણી જ મેં કશી?
હું પંથ મારે પળતો અકેલડો
જતું તમારું શું?' વદે છ તારલો.

અનુ૦]
દૃઢતા શાંત તારાની વસિષ્ઠે દેખી, ને હઠ્યા,
વિષ્ણુએ વસમી વાત હાથ લીધી તહીં પછી.

[મિશ્રો૦]
'જો ભાઈ, આવી હઠ કૈં ન કામની,
હર્ષે વરી લે ગુણવંત ભામિની,
હું યે વર્યો, સૌ ઋષિઓ વર્યા જો,
સલામતી ના પળવે અકેલડા.'

અનુ૦]
અને ત્યાં વિષ્ણુનાં નેત્રો અગમ્ય ભાવથી ઝગે,
ઉપહાસ, વ્યથા, રોષ અંગારા શાં તહીં તગે.

[મિશ્રો૦]

'પિતા, મને આમ ન ડારશો વધુ,
જવા મને દ્યો નિજ પંથ શાંતિથી.'
ને નેત્ર એનાં સહુ વૃન્દ પે ઢળી
વાંચી રહ્યાં વાત વિચિત્ર વિશ્વની.

ઢળ્યાં નેત્રો નારીઓનાં વદે શું:
'હાવાં તૂંને છોડશું ના કદી યે,
હૈયે બેઠો તું હવે તે ગ્રહીશું,
લગ્ને બંધા વા ન બંધા, શું તેથી?'

અનુ૦]

સહસા વૃન્દ ભીરુનું ગાજિયું મેઘ શું વૃથા,
'પ્રભો, આગ્રહ રાખીને વરાવો શીઘ્ર કન્યકા.'
કરડી આંખને કીધી વિષ્ણુએ વસમા થઈ,
'ચહો કે ન ચહો તું, આ કન્યકા વરવી પડે.'

[મિશ્રો૦]

'મારે નથી લગ્ન'....વદે, વદે ન, ત્યાં
તારો નિહાળે નભ સર્વ ડોલતું,
વિરોધ દેખી અતિ તારલાનો
થયા બધા ઉદ્યત શાપ આપવા.

પૃ૦]

'મરીશ, ભટકીશ, આથડીશ એકલો ઉત્પથે,
ન બંધન હું પારકાં વિવશ થૈ કબૂલીશ, ના....'
'અરે કુલકલંક, યોનિ લખ રૂહે બળ્યો સર્વદા,
જગત્પથ કબૂલતો નહિ, તું યાતના કારમી...'

અનુ૦]
અધૂરા શબ્દ બંનેના એકમેકે ન સાંભળ્યા,
પ્રતિજ્ઞા–શાપના ઘોષો મહા મેઘો શું આથડ્યા.

પૃ૦]
મહા ગડગડાટ ઘોર ઘનનાથી ભેંકારવો
થયો પ્રખર ઘોષ, સૂર્ય શતથી ય દીપ્તિભર્યો
ઉજાસ નભ વ્યાપિયો, વિકટ વૃદ્ધલોકે રચ્યું
પ્રવર્તુલ પ્રચણ્ડ તોડી છટક્યો તહીં તારલો.

અનુ૦]
શાંત ને ભોળલો, સીધો જનારો નિજ મારગે
મટીને તારલો રુદ્ર ધૂમકેતુ થઈ ગયો.

સ્ર૦]
એણે નક્ષત્રકેરા, ઉડુગણ સહુના પંથ છોડ્યા પુરાણા,
'સીધે માર્ગે જવું ના,' પણ ધરી અહિયો ભાવિનો માર્ગ નોખો,
છોડી સ્થૈર્ય પ્રભાનું, પુલક નિયત ને શાંત ઓજસ્ સમેટી,
ફેલાવી પુચ્છ પ્હોળું, દ્યુતિમય ધસિયો સર્વ લેતો ઝપાટી.

વેગે વ્યોમે ધસંતો, ઉડુગણવદને પૂંછડું ઝાપટીને,
વિસ્ફારે દ્યૌ ધ્રુજાવી, મલિનનભમુખે તેજનો ધોધ ઝીંકી.
પૂર્વે કોએ ન પાડ્યે પથ ડગ ભરતો, ઉત્ક્રમંતો નિહાળી,
'હાં, હાં, આ શું ?' ધરીને કર નયન પરે વૃદ્ધ ઝંખાઈ બોલ્યા.

અનુ૦]
'વળો હે વડવા પાછા, પત્નીઓ પુત્રીઓ લઈ,
બગાડ્યું આપણે હાથે.' વિષ્ણુએ વાત ત્યાં કહી.
વ્યોમની તેજરાણીઓ, તેજર્ષિ તારકો તથા
હતાશ તેજધ્વંસી થૈ સ્વસ્થાને પ્હોંચિયાં સહુ.

૩૦]

આઘેઆઘે અનંતે વિપથગતિ જતો ધૂમકેતુ નિહાળી,
ઔદાસીન્યે ડુબેલા હરિ પયનિધિમાં શોચતા આંખ ઢાળી:
'અશ્રદ્ધા, અંધ આસ્થા, ભય નવલતણો, સંઘશક્તિ અભદ્રા,
વિઘ્નોનાં જૂથ જૂનાં નિત નિત કરશે કેટલા ધૂમકેતુ ?'

૩૧ ડિસેમ્બર ૧૯૩૨

# પોંક ખાવા

• અનુષ્ટુપ •

પોષના એક મીઠેરા પ્રભાતે ઠંડીમાં અમે,
નીકળ્યાં બેસી ગાડામાં ખાવાને પોંક ખેતરે.
ધનુ માસ્તરની છોડી, પાડોશીની કમુ વળી,
કાશી ને મણકી, ઇન્દુ, પ્રાણુલો, રતિયો અને
કમુબેન તથા મંજુ, ધની વહુ વળી હતાં,
છોકરાં પાર વિનાનાં ઘરનાં દોસ્તનાં લીધાં.
બળદો લાલ ગાડાએ જોડીને છોકરાં ભરી,
જગાભાઇ હાંકવા બેઠા, ભાગોળેથી અમે ચડયાં.
સવારે મીઠડો સૂર્ય ચડયો'તો વાંસ આંભમાં,
ઊડતી ધૂળ રસ્તાની આકાશે સોનલા સમી.
ભાગોળે માર્ગ ઝાઝેરો હતો ખરબચડો તહીં,
માર્ગે જ્યાં સાફ આવ્યો કે તગેડયા બળદો અમે.
અને ત્યાં ખેતરો બંને બાજૂએ માર્ગની હતાં,
કપાસ, લાંગ, જુવાર, તુવેરે લચતાં બધાં.
ઓઢીને લીલુડી આછી ગાઢી ચાદર શું બધે
કાળુડી ધરતી માતા પડી'તી કાય પાથરી.
માતાના હૃદયે દોડે શિશુઓ તેમ સૌ અમે,
ગાડામાં દોડતાં પહોંચ્યાં ખાવાને પોંક ખેતરે.
માળા પે દૂર ઊભેલા કૂલાએ હાંક મારી જ્યાં,
થંભીને ગાડું વાળી લૈ ગયા સેઢે થઈ અમે.

પોંકની મીઠડી આશે ત્વરાથી પગ ઊપડ્યા,
ગાડેથી ગોદડી પાણી લઈ સૌ ખેતરે ગયા.

ધુમાડો ધૂણીનો આછો આકાશે ચડતો હતો,
પડેલાં પોંક પાડેલાં ઠૂંડાં જૂવારનાં હતાં.

લાંબુ ને પહોળું ખેતર જુવારે લચતું તહીં,
લીલુંલીલું લહીને સૌ કલ્લોલ્યાં બાળ ને અમે.

પા થ રી ગો દ ડી ટા ટ, બેઠી ત્યાં ભોંય મંડળી,
ધૂણીથી ઊડતી રાખ, ધુમાડી નાકમાં ચડી.

સૂપડું કાઢી મંગુએ પોંક ત્યાં ઝાટક્યો સરસ,
સેવ ને ચટણી કાઢી મેં આપ્યાં સર્વને તહીં.

ઘંટીઓ ચાલવા લાગી મોઢાંની પોંકથી ભરી,
બોલવું હસવું યે ગ્યા ખાવામાં સર્વ વીસરી.

પોંકમાં ચટણી, સેવ, અથાણું મેળવી લઈ,
મોઢામાં મૂકવું ક્યારે પ્રશ્ન એમાં પચ્યા સહુ.

કને ત્યાં લાંબીચોખંડી ધૂણીમાં લાંબી રાખની
કબ્ર શી પાળ બાંધીને શેકતા પોંક ખેડુઓ.

દબાવી પગની નીચે વાળેલી ખોઈ વસ્ત્રની,
ઊભડક બેસીને ખેડુ રાડાથી પોંક પાડતા.

સ ડા સ ડ સ ડા સ ડ સમકારા થતા હતા,
મોંમાં રાખેલ ચૂંગીથી ધૂમાડા નીકળ્યે જતા.

અમે સૌ પોંક ખાતાં ને જોતાં'તાં ચારમેર ત્યાં
પોંકને પાડતા ખેડૂ, ઊડતાં પક્ષી આભમાં.

વાયરો આવીને ધીમે ઊભેલા છોડ જારના,
હલાવે સનનન શબ્દે, બોલતાં ખેતરો શું ત્યાં.

એક વાર લિધેલો સૌ પોંક ખાઈ ગયાં બધો,
લીધો ત્યાં વાર બીજી ને હોંશથી ભૂકતાં બહુ.
બીજી યે વાર ખાધો ને ધરાઈ છોકરાં ગયાં,
ત્રીજી વાર અમે મોટાં ખાવા લાગ્યાં કંઈક ત્યાં.

મથોડા ઊંચી જુવારે છોકરાં ખેલવા ગયાં,
અમે ત્યાં તેમના શબ્દો ખાતાં ખાતાં સુણી રહ્યાં.
'અરે, શું એટલામાં તે ધરાયાં? ખાવ ખૂબ સૌ
જઈને ઘેર ખાવાનું નામ લેવું પડે નહીં.'
એમ ઉશ્કેરતા ખેડૂ પોંક પાડ્યે જતા હતા,
ખવાયો તેટલો ખાઈ અમે ઊઠી ગયાં બધાં.

ઊઠીને હું ચડ્યો માળે, દૃશ્ય સુન્દર વિસ્તર્યું,
ઋતુના બહારને મૂંગો ઘડી એક રહ્યો લહી.
દૂર ને દૂર દેખો જ્યાં આંખ પ્હોંચે લગી તહીં,
લીલાશ્રી વિસ્તરી લીલી રમ્યા પ્રકૃતિમાતની.
મને માળા પરે દેખી છોકરાં દોડી આવિયાં,
'મને ઉપર ચડાવો, ના મને,' બોલી રહ્યાં બધાં.
એમના આગ્રહે હારી ચડાવ્યાં સહુને ઉપર,
ભરાઈ ત્યાં ગયો માળો, ગીધથી સમડો યથા.
બપ્પોરા ત્યાં થયા તીખા, તપ્યો સૂર્ય જરાતરા,
ટાટિયું બાંધી કીધેલે શીળે હું ત્યાં ઠર્યો જરા.
મીંચીને આંખ ત્યાં અર્ધી પડ્યો હું સર્વ દેખતો,
અડધી ઊંઘમાં સ્વપ્ને ભૂતકાળ થયો ખડો.

‘અમે યે આમ દાદાની સંગે નાના હતા યદા,
ખેતરે પોંક ખાવાને આવતા’તા અનેકશઃ.

પાડતા પોંક દાદા ને અમે ખાતા હતા તહીં,
પાડેલા પોંકનાં ડૂંડાં બાંધી લેતા જ સાથમાં.

બપોરે ઘેર જાતા’તા તડકો થૈ જતો તહીં,
મળે જો કોઈનું ગાડું ગાડામાં બેસી તો જતા.

ખેતરે ખેતરે ધૂણી ત્યારે તો ધીખતી હતી,
પોંકની, સ્નેહની રેલો ઊછળી રહેતી’તી તદા.

દાદાની આંગળી ઝાલી દોડતા દીકરા અમે,
ગયા તે આજ દાદા ને ગઈ તે આજ જિન્દગી.

પેલા જે પોંક પાડે છે તે ય નાના હતા તદા,
તેમના બાપ ને દાદા તે ય આજે અહીં નથી.

દાદા ને બાપ સર્વેના આજે કોઈ અહીં નથી,
છોકરા મટીને બાપા અમે આજ થયા અહીં.’

વિચારો વહતા આછા પાણી શા અથડાઈને,
સૂતેલો મુજને ભાળી છોકરાં યે સુતાં બધાં.

એકની પર બીજું ને બીજાની પર ત્યાં ત્રીજું,
ઊંચાં નીચાં થતાં સર્વે મને ગૂંદી રહ્યાં તહીં.

ગૂંદતાં, કૂદતાં, ઊંચાં નીચાં અંગ હલાવતાં,
બોલતાં ગીતડાં ગાતાં, વાતોએ વળગ્યાં તહીં.

અને હું વળગ્યો સ્વપ્ને આછેરી કાલસૌરભે,
મીઠાં એ સ્મરણો જૂનાં ભીંજવે શુષ્ક ચિત્તને.

મને આ બાળુડાં આજે ગૂંદી સર્વવિધે રહ્યાં,
અમે યે આમ દાદાને ગૂંદતા ખૂંદતા હતા.

અને આ છોકરાંઓ ને અમે, ને પિતૃઓ બધા,
વિશાળી ગોદ પૃથ્વીની ખૂંદીગૂંદી રહ્યાં સદા.

મનુષ્યો, પ્રાણીઓ, પક્ષી પશુઓ છોકરાં બધાં,
પૃથ્વીનું ઉર આ ભીનું અનાદિથી ગુંદી રહ્યાં.

વરસે વરસે પાકે નવા પાકો અનાજના,
ઋતુએ ઋતુએ જન્મે બચ્ચાં પક્ષીપશુતણાં.

પેઢીએ પેઢીએ પાકે નવો માનવફાલ ને
યુગેયુગે નવી આવે પ્રજાઓ પૃથિવીપટે.

જૂનાંને ગૂંદતી આવે નવી બાળકજાતિઓ,
ભૂતની આંગળી ઝાલી શીખે છે ભાવિ ચાલતાં.

દાદાની આંગળી ઝાલી દીકરા ચાલતાં શીખે,
બાપાના ખોળલા ખૂંદી દીકરા ખેલતાં શીખે.

અમે યે એમ ગૂંદ્યા'તા ખૂંદ્યા'તા પિતૃખોળલા,
અમોને આજ ગૂંદે ને ખૂંદે માનવતા નવી.

બઝાડી આંગળે અમને દાદાએ ફેરવ્યા હતા,
અમે આ છોકરાંઓને બઝાડી ફેરીએ હવે.

અહો આ ક્રમ સૃષ્ટિનો અસ્ખલિત વધે અહીં,
આંકડો સાંકળીકેરો અમે યે એક છે બધા.
એકેકા આંકડામાંથી બને છે સાંકળો મહા,
એકેકી પળમાંહેથી બને છે યુગ કાળના,
એકેકા કણથી મોટા બને છે ગંજ ધાન્યના,
એકેકા માનવીથી યે બને સંઘો પ્રજાતણા.

પળે આ સંઘ પૃથ્વીનો અજાણી દિશ કો વિષે,
અહો એ કાફલાફેરા અમે યે એક માનવી.

અમારે આંકડે બાંધી મહા માનવતા પળે,
અટૂલા એકલા શાના? બળવંતા સહુ બળે.

વળગી આગલાને રે પાછલાને ઉઠાવીએ.
સાંધતા ભૂત ને ભાવિ અમે જીવન ગાળીએ.

[મિશ્રો૦]

અમે અમે જીવન આમ ગાળીએ,
ભવિષ્યને આંગળીએ બઝાડીએ,
વિચારમાં એમ નિમગ્ન હું હતો,
જાગી ઉઠ્યો શબ્દ થતો ઉંચો ત્યાં.

અનુ૦]

'ચાલો ઘેર હવે સર્વે' જગાભાઈ બોલતા હતા,
કોલાહલ કરી સર્વે બાળકો ભોંય ઊતર્યાં.

અને હું છોકરાં જોતો, જવા તૈયારી દેખતો,
સ્વપ્નેથી ઊતર્યો સત્યે, માળેથી ભોંય શોચતો :

“આમ ઘેર જવા કાજે મને યે એકદા ખરે,
હાંક તો મારશે બન્ધુ જવા સત્ય સનાતને.”

૮ જાન્યુઆરી ૧૯૩૩

# ધ્રુવપદ ક્યહીં ?

• શિખરિણી •

ભમતાં કાવ્યોનાં મધુવનવિષે ઉત્સુક કવિ,
મહા વાગ્મીશોની અજબ કવિતા કુંજસુરભિ
લહી, સૂંઘી, માણી અણુઅણુ મનીષા ઉર ઉઠી
રસે-સત્-સૌન્દર્યે સભર રચવા કુંજ ગરવી.

અને જ્યારે વ્યોમે શશિયર હતો સ્હેલ કરતો,
નિકુંજે પોઢેલો ક્વચિત કુજતો કોયલ વળી,
જુઈનાં પુષ્પોની સુરભિ વહતો વાયુ મધુરી,
તદા આછા ઘેરા કવિ કવનના સૂર સ્મરતો.

મથ્યો એ આકાશી વિભવ ઉડુના હાથ કરવા,
ધરાના ગર્ભોના, પ્રકૃતિમનુસૃષ્ટિ અખિલના
રસો, ઊર્મિકેન્દ્રો, બલ હૃદયઆલંબ ગ્રહવા,
ખણી સૌ સત્યોને મૃદુ કવનમાં ગૂંથી ભરવા.

પછી જૂના પંથે કવિજનતણા એહ પળિયો,
ગ્રહ્યા તે આલંબો જહીં રસ સ્ફુર્યો'તો કવિ ઉરે,
જુદું એને તો રે અવળું પડિયું સર્વ નજરે,
મહા એ આઘાતે કવિ શિથિલ થૈ હા લથડિયો.

મટ્યાં એને કાજે મધુવન, દવાગ્નિ શું પ્રજળ્યો,
પ્રહર્ષો જીવ્યાના, કલકલ સ્વરો સૃષ્ટિભરના
વિરામ્યા, સૂકાઈ નવરસભરી કુંજકવિતા
અને તે હૈયેથી કરુણ રસ ઘેરો તહીં દ્રવ્યો :

અરે, મેં માનેલું જગત ક્યમ ગન્ધર્વનગરી
સમું આ લોપાયે, કવન મૃદુ, સંગીત મધુરાં
શમે, પૃથ્વીકેરા પવન ઉમટી રુદ્ર રણના
ખિલંતી મારી આ કવિત કરમાવે બળ કરી.

ખરંતી મારી આ રસકુમુદિનીનાં દલ લઈ,
તુટેલી વીણાથી બસુર મૃત શું ગીત જગવી,
સુકી કુંજે પોઢી, વિહત કવિતાને ઉર ઢળી,
અરે મારે ગાવાં કવન કડવાં કાતિલ થઈ.

રસો મેં કલ્પેલા જગતપટમાં મૂર્ત સમજી,
અહું મારાની ચોગમ જગતનું ગુંફન કરી,
ઉગાડ્યાં મેં જે જે ગગનકુસુમો કલ્પન ભરી,
શું મેં મારી સૃષ્ટિ નિયતિ અનુસારે જ સરજી ?

વસે ના ક્યાં યે રે કવિમગજનાં કલ્પિત સુખો,
ન તેવાં સંસારે અબુધ કવિનાં કલ્પિત દુખો,
ઘણા ગાઈ બેઠા અતિ–અસમ–ભાવે જગત આ,
ન કોઈને દીધે કમળ પૃથિવીમાંહિ હસતાં.

નથી તારાઓથી ખચિત સહુ દિગ્પ્રાન્ત શમવા
મનુષ્યોનાં નેત્રે–ચકિત કરવા કે–વિલસતા,
નથી સૂર્યોચન્દ્રો કમળકુમુદો કાજ બનિયા,
ગ્રહો ના નિર્માયા મનુજગણભાવ્યર્થ ભમવા.

નથી આ પૃથ્વીની પ્રકૃતિ લલિતા, રુદ્ર, ઋતજા,
સમુદ્રો, શૈલેશો, સરિતકુલ, ગાઢાં વન બહુ,
પશુ, પક્ષી, પ્રાણી, કુસુમ, તરુઓ, ઔષધિ વળી,
મનુષ્યી ભાવોનાં જડ શું પ્રતિબિંબો સમ સ્રજ્યાં.

છિપાવે કૂજીને નહિ રસતણી કોકિલ તૃષા,
મયૂરોની કેકા નહિ પરમ કે પ્રેમલગની,
નથી રે માણંતાં પરમ સુખ પંખીપશુ સદા,
ફરે ત્યાં યે રાતા નખ પ્રકૃતિના રક્તતરસ્યા.

ગુલાબો ખીલંતાં નહિ નુરજહાંસ્નાન બનવા,
ન ચંપો કેસૂડો અલક-રમણાર્થે છ વિકસ્યા,
લતા આંખે બાઝી નહિ જ કવિતાલંકૃતિ થવા,
વનશ્રી ખીલી કેવલ ન ફલકે ચિત્રિત થવા.

લતાનાં લાલિત્યો, કુસુમસુરભિરંગ ગરવા,
ફળોનાં બાહુલ્યો, તરુવરઘટા, કુંજરમણા,
અરણ્યો ખીણોની પ્રકૃતિ સુભગા, સુન્દરતમા,
ન સૌ નિર્માયાં કેવલ મનુજને મોદ ધરવા.

ન નારી નિર્માઈ શયનભવને ભૂષણ થવા,
શિકારો, શૃંગારો, યશ, ધન ન સાફલ્ય નરનું,
સમત્વે યોજાઈ યુગલ સમ પાંખો દ્વિજતણી
અહીં પ્રાણો કેરી સરિત બહવાવી અભિનવા.
સુખો આનંદોથી સ્થળ ન સ્થિતિ એકે કદી ભરી,
ન પૂર્ણત્વે કોઈ પટ પૃથિવીને મંડિત થયું,
સમગ્રા યોજેલી પ્રકૃતિરચનાનાં અવયવો
જુદાં પાડી તેમાં સુખ લહવું, મૂર્ખાઈ જ નરી.

નિયંતાના વિશ્વે નિયત લઈને રૂપગુણ સૌ,
સ્વભાવો, ધર્મો હ્યાં પ્રતિપ્રતિ પદાર્થો વિલસતા,
મનુષ્યોએ જાતે નિજ મનસુઝ્યાં કલ્પન કરી
અસત્યાં આરોપ્યે રસસુખ, કશી સિદ્ધ કથશો?

નથી આ વિશ્વોએ લઘુ મનુજના ક્ષુદ્ર મનના
શમાઈ સંચામાં ઉચિત નિયતસ્થાન ગ્રહવું,
અનાદિ મંડાયા નિયતિકૃત સૃષ્ટિક્રમવિષે,
મનુષ્યે પોતાનું સ્થળ સમજવું થૈ જ અદના.

અરે, મારી ભોળી શિશુક કવિતાને હજી નથી
મળ્યું એનું સાચ્ચું ધ્રુવપદ, ભમે આજ અટુલી
સુગ્રંથ્યાં વિશ્વોમાં બસુર સ્વરથી, કાવ્યઘડુલી
મહા સત્યાબ્ધિમાં સ્થિર તરણઅર્થે રહી મથી.

ઉકેલી વિશ્વોની ગહન લિપિ સામંજસવતી,
સુયોજ્યા સંસારે સ્થળ મનુજનું સત્ય નિરખી,
પ્રતિ પ્રાણીનાં જીવનજલતણાં વ્હેણ પરખી
હું શ્રદ્ધાના શબ્દે કવીશ કવિતા ઓજસવતી.

ચલો તેથી, મારી મધુર કવિતા, દૂર ભ્રમથી,
તળે સત્યાબ્ધિને ડુબકી દઈએ તત્ત્વ ગ્રહવા,
અસત્યાકાંક્ષી જો હઈશું, લય ત્યાંહે જ બનશું,
મળ્યાં જો મોતી તો રચશું નવલી પ્રાણપગથી.

કવી આવું ધીરે કવન કવિએ દુઃખી હૃદયે
કર્યાં વીણાતારો શિથિલ, વચનો સંહૃત કર્યાં,
અને સૂકી કુંજે રસજગતના શ્રાન્ત મુરછ્યો,
શશી સ્હેલાણી યે ક્ષણ વિરમિયો ચિત્ત સદયે.

૩૧ જાન્યુઆરી ૧૯૩૩

# અમારાં દર્દો

• શિખરિણી •

‘તમે યે પત્ની છો.’
‘તમે યે સ્વામી છો.’
ઉભય નયનો એમ વદતાં,
મળી જ્યારેજ્યારે રજ ટગટગીને ઢળી જતાં,
તહીં બેઠાં સામે ઉભય હૃદયો સ્હેજ ઉછળી
અમાણ્યા ભાવોએ, નિજનિજ સ્થિતિમાં જત ઢળી.

જુવાનીનાં તાજાં બલભર રહ્યાં છે બદન ના,
અનિચ્છાઇચ્છાએ જયત્યમ જ માણ્યાં જીવનના
ઘસારા ગાલોએ, શિથિલ અધરે સ્પષ્ટ દિસતા,
અને હૈયાભાવો કંઈ વણપુર્યા જાગૃત થતા.

સુવો, જાગ્યા ભાવો ! પ્રતિ ઉરમનીષા ન ફળતી,
રહેતી છો નિત્યે નજર વિફલા આમ ઢળતી,
‘તમે પત્ની ’ને ‘હું પતિ’, પણ બીજાનાં, સ્મરણ આ
ધરી હૈયે, બેસી તહિં અલગ, ગાઓ વચન આ :

અમારાં દર્દોનું જગતમહિં આશ્વાસન જ કે,
અમારા જેવાં કૈં અગણ દરદી નિત્ય ભટકે.

૨૧ ફેબ્રુઆરી ૧૯૩૩

# બાનો ફોટોગ્રાફ

• અનુષ્ટુપ •

અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા,
ભાવતાલ કરી નક્કી સ્ટુડિઓમાં પછી ચડ્યા.
ભવ્ય શા સ્ટુડિઓમાં ત્યાં ભરેલી ખુરશી પરે,
બાને બેસાડી તૈયારી ફોટો લેવા પછી થતી.
'જરા આ પગ લંબાવો, ડોક આમ ટટાર બા!'
કહેતો મીઠડા શબ્દે ફોટોગ્રાફર ત્યાં ફરે.
સાળુની કોર ને પાલવ શિરે ઓઢેલ ભાગ ત્યાં
ગોઠવ્યાં શોભતી રીતે, ફૂલ, પુસ્તક પાસમાં.
ચ્હેરા પે તેજ ને છાયા શોભતાં લાવવા પછી
પડદા છાપરામાં હે આમ ને તેમ ગોઠવ્યા.
શામળા વસ્ત્રથી ઢાંક્યા 'કેમેરામાં લહીલહી'
લઈને જોઈતું ફોકસ, પ્લેટ તેમાં ધરી પછી,
ઢાંકણું ખોલતા પ્હેલાં સૂચના આમ આપતો,
અજાણ્યો, મીઠડો, ખાલી ફોટોગ્રાફર બોલિયો:
'જોજો બા, સ્થિર હ્યાં સામું, ક્ષોભ ને શોક વિસ્મરી,
ઘરમાં જેમ બેઠાં હો, હસતાં સુખડાં સ્મરી.
આછેરું હસજો ને બા, પાંપણો પલકે નહિ,
રાખશો જેવું મોં તેવું બરાબર પડશે અહીં.'
અને બા હસતી કેવું જોવાને હું જહીં ફર્યો,
જૂઠડા વર્તમાનેથી કારમા ભૂતમાં સર્યો.

હસવાં રડવાં બેમાં નમતું કોણ ત્રાજવું ?
જિન્દગી જોઈ ના જોખી કોઈએ કદી બાતણી.

યૌવને વિધવા, પેટે છોકરાં ચાર, સાસરે
સાસુ ને સસરાકેરા આશ્રયે બા પડી હતી.

વૈતરું ઘર આખાનું કરીને દિન ગાળતી,
પુત્રોના ભાવિની સામું ભાળીને ઉર ઠારતી,

બાએ ના જિન્દગી જોઈ, ઘરની ઘોલકી તજી,
એને કોએ ન સંભાળી, સૌને સંભાળતી છતાં.

ઘસાતી દેહમાં એના રોગ ને દોગ ઊતર્યા,
સૌની બેપરવાઈથી દર્દ દુઃસાધ્ય શું થયું.

અને બાના પ્રતિ સૌને કરુણાપ્રેમ ઊમટ્યાં,
એહના મનને રાજી રાખવા મથતાં બધાં.

આછેરા માતૃપ્રેમે ને આછા કર્તવ્યભાનથી
પ્રેરાઈને અમે ચાલ્યા દવા બાની કરાવવા.

બતાવ્યાં શ્હેર બાને ત્યાં બંગલા, બાગ, મ્હેલ કૈં,
સીનેમા, નાટકો કૈં કૈં, ગાડીઘોડે ઘુમાવી ને

અમારા પ્રેમ કે સ્વાર્થતણા સ્મારક શો અમે,
અનિષ્ટો શંકતાં ઇચ્છ્યું બાનો ફોટો પડાવવા.

અને ત્યાં નમતા પ્હોરે ફોટોગ્રાફરને તહીં,
અમે બે ભાઇ બાને લૈ ગયા ફોટો પડાવવા.

પુત્રોથી, પતિથી, સાસુ સસરાથી, અરે, બધા
વિશ્વથી સર્વદા સાચ્ચે બિચારી બા ઉપેક્ષિતા

પડાવા બેઠી ત્યાં ફોટો, ફોટોગ્રાફર ત્યાં ઉભો,
અજાણ્યો, મીઠડો ખાલી હસવા ત્યાં કહી રહ્યો.

અને બા હસતી કેવું જોવાને હું ફર્યો જહીં,
ઓર શું આંસુ એકેક બાને નેત્ર ઠર્યું તહીં.

ચીડાયો ચિત્ર લેનારો, 'બગડી પ્લેટ માહરી.'
પ્લેટ શું જિન્દગીઓ કૈં બગડી રે હરિ, હરિ !

૨૨ ફેબ્રુઆરી ૧૯૩૩

હસવાં રડવાં બેમાં નમતું કોણ ત્રાજવું ?
જિન્દગી જોઇ ના જોખી કોઈએ કદી બાતણી.
યૌવને વિધવા, પેટે છોકરાં ચાર, સાસરે
સાસુ ને સસરાકેરા આશ્રયે બા પડી હતી.
વૈતરું ઘર આખાનું કરીને દિન ગાળતી,
પુત્રોના ભાવિની સામું ભાળીને ઉર ઠારતી,
બાએ ના જિન્દગી જોઈ, ઘરની ઘોલકી તજી,
એને કોએ ન સંભાળી, સૌને સંભાળતી છતાં.
ઘસાતી દેહમાં એના રોગ ને દોગ ઊતર્યા,
સૌની બેપરવાઈથી દર્દ દુઃસાધ્ય શું થયું.
અને બાના પ્રતિ સૌને કરુણાપ્રેમ ઊમટ્યાં,
એહના મનને રાજી રાખવા મથતાં બધાં.
આછેરા માતૃપ્રેમે ને આછા કર્તવ્યભાનથી
પ્રેરાઈને અમે ચાલ્યા દવા બાની કરાવવા.
બતાવ્યાં શ્હેર બાને ત્યાં બંગલા, બાગ, મ્હેલ કૈં,
સીનેમા, નાટકો કૈં કૈં, ગાડીઘોડે ઘુમાવી ને
અમારા પ્રેમ કે સ્વાર્થતણા સ્મારક શો અમે,
અનિષ્ટો શંકતાં ઇચ્છ્યું બાનો ફોટો પડાવવા.
અને ત્યાં નમતા પ્હોરે ફોટોગ્રાફરને તહીં,
અમે બે ભાઇ બાને લૈ ગયા ફોટો પડાવવા.
પુત્રોથી, પતિથી, સાસુ સસરાથી, અરે, બધા
વિશ્વથી સર્વદા સાચ્ચે બિચારી બા ઉપેક્ષિતા
પડાવા બેઠી ત્યાં ફોટો, ફોટોગ્રાફર ત્યાં ઉભો,
અજાણ્યો, મીઠડો ખાલી હસવા ત્યાં કહી રહ્યો.

અને બા હસતી કેવું જોવાને હું ફર્યો જહીં,
બોર શું આંસુ એકેક બાને નેત્ર ઠર્યું તહીં.

ચીડાયો ચિત્ર લેનારો, 'બગડી પ્લેટ માહરી.'
પ્લેટ શું જિન્દગીઓ કૈં બગડી રે હરિ, હરિ !

૨૨ ફેબ્રુઆરી ૧૯૩૩

# દશા ભાગ્યની

• પૃથ્વી •

તહીં અલગ હો, રહો જ, નજદીક ના આવશો,
ચહું ન તમ સ્પર્શ, ના અધરપાન, એવો કશો
નથી લખલખાટ, દર્શન ઘણું ય મારે અને
અદર્શન થશે જ તો ય નહિ દુઃખ તેનું મને.

તમે કુસુમ કોમળાં, કમલનેત્ર, સ્રષ્ટાતણી
રચેલ મધુમૂર્તિ શાં, નયન જ્યાં ઠરે આકુડાં,
પરાગભર પુષ્પ શાં જગ ભરો સુવાસે રૂડાં,
હશો પ્રિયતમા વસ્યાં હૃદય કોઈને, કામિની!

તમે પ્રિયતમા દરેક પ્રભુસૃષ્ટ સૌન્દર્યના
પ્રપૂજકતણી ઉપાસ્ય, સ્મરણીય, શિરમોર છો,
શુચિત્વ તમ દેહતાજપ-કુમાશપે ઓરછો
પડે મલિનતા અને વિષયનો, મને સહ્ય ના.

અખંડ ટકજો તમે સુરભિવંત સૌભાગિની,
અને અલગ હું ભમીશ સ્મરતો દશા ભાગ્યની.

૨ માર્ચ ૧૯૩૩

# કાં ના ચહું ?

પૃથ્વી

ન રૂપરમણી, ન કોમળ કળાભરી કામિની,
નહીં સુરભિવંત, રંગરસિયેણુ, તું પદ્મિની,
છટા નહિ, ન શોખ, ના થનથનાટ, ના અબ્ધિની
ગભીર ભરતીહુલાસ તુજમાં, નહીં, ભામિની !

તું કેવલ જ સ્ત્રીશરીર ધરતી જિવે દેવની
ભરી દ્યુતિ ઉરે, મળેલ નિજ પ્રાણને ધારતી,
પડી મુજ કરે, ઉરે પણ પડી ન તેવી, રતિ
મને ઉમટતી સ્વયં ન તુજ મેર, દુર્દૈવિની !

મને ઉમટતી હતી ન રતિ કોઇ મેરે ય રે,
પિતા, જનની, બંધુ, મિત્ર મુજ સૌ સગાં જન્મનાં
મને જ અળખામણાં, મૃદુલ હું શિખ્યો પ્રેમના
પ્રબોધ, ચહતો થયો મનુજતા, ચહ્યા દુષ્ટ રે !

તું યે મનુજ ને વિશેષ મુજ ઈશદીધી વહૂ,
દિધું ગૃહ, પથારી અર્ધ, ઉર દેઈ કાં ના ચહું ?

૩ માર્ચ ૧૯૩૩

# નથી સ્વપ્ને જાવું

• શિખરિણી •

ચલો, સ્વપ્ને વ્હાલી ! જટિલ જગ આ જાગૃત તજી,
જહીં મારાં ચાહ્યાં જન અલગ આઘાં, નવ ચહ્યાં
પડયાં પાસે, મારાં પ્રણયદુઃખ જાયે નવ કહ્યાં,
વિધાતા ! શેં આવી કુટિલ જગજંજાળ સરજી ?

ચલો સ્વપ્ને, ત્યાં હું પ્રણય છલકાતો તમ પદે
ધરી ઊર્મિચ્છંદે, બહવું સુરગંગા હું નવલી,
ન આવે પૃથ્વીનાં કુટિલ દગ ત્યાં ઢૂંઢી પગલી,
ચલો, સ્વપ્નવ્યોમે વિહરશું મહા પ્રેમળ મદે.

જશું સ્વપ્ને ત્યારે ? નહિ, ક્ષણ જ ત્યાં માત્ર ઠરવું,
અરે, મારે તો આ સભર ભરવું જીવન રસે,
ઠરે રે હૈયું ના, મધુરતમ ત્યાં વૃષ્ટિ વરસે
ભલે, અંતે તો હ્યાં વિવશ થઈને છે ઉતરવું.

નથી સ્વપ્ને જાવું; મુજ વણચહ્યાંને ચહીશ હું,
તમો ચાહેલાંને મુજ કરીશ, ઝંપીશ તબ હું.

૨૦ માર્ચ ૧૯૩૩

# ટિપ્પણ

● સંગ્રહમાં કાવ્યની નીચે જે તિથિ મૂકેલી છે તે તેની રચનાની છે. અહીં ટિપ્પણમાં જે કાવ્ય જ્યાંજ્યાં જ્યારેજ્યારે પ્રસિદ્ધ થઈ ચૂકેલાં છે તેનો ઉલ્લેખ કર્યો છે. દરેક કાવ્ય કયા પૃષ્ઠથી શરૂ થાય છે તે તેની સાથે પૃષ્ઠાંક મૂકી જણાવ્યું છે. ટિપ્પણની અંદર મૂકેલા આંકડા કાવ્યની પંક્તિની સંખ્યાનો આંકડો સૂચવે છે. અહીં આપેલા શબ્દોના અર્થ શબ્દકોષની શાસ્ત્રીય ચોક્કસતા જાળવવા કરતાં કાવ્યના સંદર્ભમાં વપરાયલા અર્થનું વધારે સ્ફોટન કરે એ પ્રમાણે આપેલા છે. કેટલાંક કાવ્યને અહીં સંગ્રહમાં લેતાં પહેલાં તે છપાયાં હતાં તે રૂપમાં સુધારો, વધારો અને ઘટાડો કરીને લીધાં છે. તેવા કાવ્યને 'સુધારેલું' કહીને જણાવ્યું છે. ●

પૃ૦ ૧ એકાંશ દેઃ પ્રસિદ્ધ થયું 'સાબરમતી' દ્વૈમાસિકના સં૦ ૧૯૮૨ના શરદઅંકમાં. સુધારેલું. ૪: કશે–શા માટે. ૬: તમ – અંધારું. ૭: દિશદિશાન્તરાળ – દિશાઓ અને દિશાનો ખૂણો પણ. ૮: તમસલીન – અંધારામાં ડૂબેલો. ૧૨: અમેય – ન મપાય તેવી.

પૃ૦ ૨ અભયદાનેઃ પ્રસિદ્ધ થયું 'સાબરમતી' સં૦ ૧૯૮૪ના વર્ષાઅંકમાં. સુધારેલું. ૧૮: વિતાને – ચંદરવામાં. ૨૨: ઝુમ્મર – તારારૂપી, તારા દેખાતા બંધ થયા.

પૃ૦ ૪ આગે આગેઃ પ્રસિદ્ધ થયું 'સાબરમતી' સં૦૧૯૮૫ના હેમંતઅંકમાં. સુધારેલું. ૭: એનાં – ઈશ્વરનાં.

પૃ૦ ૬ વિદાયઃ પ્રસિદ્ધ થયું 'સાબરમતી' સં૦ ૧૯૮૫ના ગ્રીષ્મઅંકમાં. ૪: ડયું ના હૈયું – વિરહની વ્યથાના ખ્યાલથી ન ગભરાયું. મિત્રને વળાવીને સૌ પોતપોતાને કામે વળગ્યા. ૫: હવે – વિદાય વગેરે પતી ગયા પછી. સ્મરણોથી અને વેદનાથી ઘેલાં બનેલાં ચક્ષુ વગેરે. ૬: ગેબી રવે – અંતઃકરણમાં જ દર્દ મૂંગું મૂંગું કળ્યા કરે છે. રડી દેવાય તો આરામ મળે, પણ આ મૂક યાતના અસહ્ય છે. ૮: રૂઠે – ક્રોધે ભરાય છે. પાદેપાદે–ડગલે ને પગલે. ભવન–મકાન. સો દગવડે – સો સો આંખોથી. ૯: સંગી–મિત્ર. વાહ્યા–વહીને લઈ ગઈ. ઉદધિ–જીવનસાગર. ૧૦: ક્ષિતિજની અવધિ – ક્ષિતિજની, દૃષ્ટિમર્યાદાની પાર. ૧૧: ભરી નૌકાઓ – જીવનસામગ્રી ભરીને ઊપડેલા મિત્રો. પવનસહચાર–વિશ્વની અનુકૂળતા. ૧૨: હરી – લીલી. ગાઢી–વસ્તીવાળી. ૧૪: જલધિની જલકણી–જીવનસાગરમાં જ ઝૂઝતાં ઝૂઝતાં એવા વટાઈ જઈશું કે પછી મેળ જ ન થઈ શકે? સ્નાતક થઈને ગૂજરાત વિદ્યાપીઠ છોડી ત્યારે લખાએલું.

પૃ૦ ૭ રણગીતઃ પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' માસિકના સં૦ ૧૯૮૬ના જેઠઅંકમાં. ૩–૫: કરાળ શંખના અવાજથી અને દુઃખની ત્રાડ સાથે ભારત આપણી અવનતિની ગાથા–કથની કહે છે. ૧૫–૧૭: અખૂટ વેગથી તીર છૂટે તેમ, કૂચમાં કદમ બઢાવતાં જરા પણ દમ ખૂટવા દીધા વગર. ૨૭: અંતરનાં ઝેર અને રાષ્ટ્રોનાં વેરને વેરી નાખવા. ૩૮: સહેવાનું શું શું? ભૂંડી વેદનાઓ, ઊંડી યાતનાઓ, અને અસિ–તરવારની ખુલ્લી કે મૂઢ–ગુપ્ત ચોટો–ઘા. ૫૦: કેસરિયા રંગે–મરણિયા થઇને, કાળરૂપી ભુજંગ સાથે ખેલતો–મૃત્યુથી બેપરવા બની, પોતાનું જીવન ઘોળી નાખતો–ન્યોછાવર કરી દેતો.

પૃ૦ ૧૦ છેલ્લી આશાઃ પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' સં૦ ૧૯૮૬ના આષાઢઅંકમાં. ૩ઃ ભૂખ્યા માણસની ઊડી જતી ઊંઘ પેઠે. ૪ઃ ડૂબેલાં વહાણો પર પાણી ફરી વળે તે પ્રમાણે આશા પર નિરાશાનું પાણી ફરી વળે. ૧૧ઃ હંસ – આશા ભરેલ આત્મા. ૧૬ઃ વિપત્તિઝંઝા – આફતોનાં તોફાન. ૧૭ઃ વિજયમધુ – વિજયનો મધ જેવો મીઠો રસ. ૩૦ઃ મારો વિલય અને તારો ઉદય થાઓ. ૩૫ઃ ડયન – ઊડવું. ૩૬ઃ લઘુક – ઘણું નાનું.

પૃ૦ ૧૨ સંજીવનીઃ ૧–૪ઃ માયા, છાયા, કાયા બધાં જીવતાં થાય છે. ૬–૮ઃ ત્રણે વાક્યોનો કર્તા વાડી છે. ૧૧ઃ મનો મોડચાં – મન જૂદાં કર્યાં, ફેરવી લીધાં. ૧૪ઃ વૈરાગ્યની ભાવનાથી અવગણેલાં.

પૃ૦ ૧૩ તમનેઃ પ્રસિદ્ધ થયું 'કૌમુદી' ઇ૦ સ૦ ૧૯૩૦ના ઓક્ટોબરઅંકમાં 'પરીક્ષક'ને એ શીર્ષકથી. તમને–કવિતાના દુરારાધ્ય વિવેચકોને. ૩ઃ ગુંજાશે – ગુંજાશ, ગજું પણ ૧૦ઃ દ્રવન – દ્રવવું, વહેવું તે. શુદ્ધ શબ્દ દ્રવણ છે. ૧૫, ૧૬ઃ કડવી ટીકા માટે પણ આભાર જ માનશે. અને નાલાયક હોય તો જ્યાંથી નીકળ્યું તે ધરતીમાતામાં મળી જજો.

પૃ૦ ૧૪ બુદ્ધનાં ચક્ષુઃ પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૬ ના આસોઅંકમાં. 'આપણી કવિતાસમૃદ્ધિ'માં લેવાએલું. ૩ઃ મુદ – આનંદ ૫–૮ઃ આ પહેલાંના દરેક અવતારમાં હાથમાં હિંસક હથિયાર હતું. નખાગ્રે – નૃસિંહાવતાર, દંતાગ્રે – વરાહાવતાર, શબ્દછળથી – વામનાવતાર, કોદણ્ડ – ધનુષ્ય – રામાવતાર, પરશુ – ફરસી, પરશુરામાવતાર, ચક્ર – કૃષ્ણાવતાર. આ વેળાના આપના અવતારમાં આપે માત્ર કરુણારૂપી નયનરસ જ સાધન તરીકે ધારણ કર્યો. ૯,૧૦ઃ જગત આંખનો ઉપયોગ કરતું હોત તો બધું સરળ થઈ જાત, પણ તેણે કુટિલ મન અને શરીરબળનો જ આધાર

લીધો. નરી આંખે જોઈને સમજાય એવો ભ્રાતૃભાવ ન સમજી શક્યા. ૧૩–૧૬: આપનાં જાગેલાં અંતશ્ચક્ષુઓને અંધ કરવા આંધળા જગતના પ્રયત્ન. આપે જગતની મોહભુરકીને જીતી અને જગતનાં મૂર્છાવશ અંતશ્ચક્ષુને જગાડ્યાં. ૧૯: ઘડપણ, રોગ અને મરણનાં ત્રણ પ્રકારનાં વમળ. ૨૫: આર્દ્ર – ભીંજાએલાં, કરુણાથી. ૩૦: પ્રભુનાં ચક્ષુ મીંચાયાં, અને જગતમાં તેવાં જ બીજાં ચક્ષુ પ્રગટ થયાં. પ્રભુની ઉપદેશેલી ધર્મભાવના વ્યાપક બની. ૩૨: દ્વિગુણ – બમણું.

પૃ૦ ૧૬ ત્રિમૂર્તિ: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૭ના જ્યેષ્ઠઅંકમાં. ૧: આજન્મેથી – જન્મથી માંડીને. ૨: ક્લિન્ન – ક્લેશપૂર્ણ. ૭: કરણ – ઇન્દ્રિય. ૮: વિષય – કામવાસના, બુદ્ધ-ચરિતમાંનો માર ઉપરનો વિજય. બુટ્ટી – દર્દની દવા. ૧૧: અઘઉદધિ – પાપના દરિયા અગસ્ત્યની પેઠે પી ગયા. ૧૨: આત્મૌ-પમ્ય – બધાને પોતાના જેવા ગણવા તે. ૧૫: રૌદ્રે – ભયંકર સ્વાર્થમાં. ૧૭: જગતમાં રાજ્ય વગરેની સિદ્ધિને ઇષ્ટતમ માની બેઠેલા. ૧૯: માર્દવ – નરમાશ, મૃદુતા. ૨૦: દુઃખનો સાચો મર્મ ગ્રહણ કરી તેમાંથી જ સુખની પ્રાપ્તિ થવાની. ૨૧: દરિદ્રે – ગરીબોમાં શક્તિનો સંચાર કર્યો. ૨૪: નમેલો – ઇશુ નમ્ર છતાં છતાવો કઠણ એવો દુશ્મન બન્યો. ૨૫: પ્રભુવિમુખ – સત્યધર્મમાં આસ્થા વગરના. ૩૧: બળવાન રાજ્યોની દુર્બળ દેશો ઉપરની ચડાઈઓ, સામ્રાજ્યોની સ્થાપના. ૩૨: જન૦ – લોકોનાં લોહીથી રંગેલાં મહાલયો. ૩૫: ગાંધીજીનો તપશ્ચર્યાનો અને તેમના તરફના દુનિયાના કુટિલતાભર્યા વહેવારનો કાતિલ જીવનપંથ, જેને અંતે તેમનામાં મહાન શક્તિ પ્રગટી. ૩૬: પ્રગલ્ભા - પરિપક્વ અનુભવો-વાળી. ૪૦: પ્રતિદ્વેષી – દુશ્મન. ૪૧–૪૨: બુદ્ધે વાવેલાં વિશ્વપ્રેમ-નાં બીજમાંથી આજે વૃક્ષ થયું.

પૃ૦ ૧૮ ભરતીએ ઓટેઃ પ્રસિદ્ધ થયું ‘કુમાર’ સં૦ ૧૯૮૭ ના આષાઢઅંકમાં. ૧૧ઃ કિનારો છોડીને પાણી દૂર જતાં રહ્યાં તેને કિનારા પરનાં ઝાડ રડીને કહે છે.

પૃ૦ ૧૯ કાવ્યપ્રણાશઃ પ્રસિદ્ધ થયું ‘પ્રસ્થાન’ સં૦ ૧૯૮૬ના આસોઅંકમાં. સુધારેલું. ભ્રમણ – જગતનાં મુખ્ય તત્ત્વો– કુદરત, મનુષ્ય અને તેનાં કાર્યો વિષેની કલ્પના કે સ્વપ્નોને સાચાં નાણી જોવા માટેનું. ૩ઃ અવિરામ – અટક્યા વગર. ઉરતોષ – હૃદયનો સંતોષ. ૬ઃ પ્રકૃષ્ટ – ખૂબ ઊંચું. ૭ઃ સૌરભ – સુગંધ. અંભોધિ – સાગર, તે રત્નાકર–રત્નોની ખાણ–કહેવાય છે માટે ધનવાન. ૯ઃ ભ્રમરગુંજિયા – ભ્રમરથી ગુંજિત થએલી. ૧૦ઃ નિગૂઢ – ગુપ્ત, ઊંડા ચિંતનને અંતે મેળવાય તેવી. પ્રકૃતિપ્રભા – કુદરતનું સાચું સૌન્દર્ય અને રહસ્ય. ૧૫–૧૮ઃ ડોળતા, રાચતા ઇ૦નો કર્તા જુવાનો. ૨૦ઃ પ્રણયિની – પ્રેમ ભરેલી સ્ત્રી. ૨૧–૨૩ઃ સ્ત્રી-રૂપી બલિદાનની વહેતી નદી, મેલીઘેલી, સુખીદુઃખી, અવિરામ – સતત પ્રવાહે વહીને જીવનસાગરમાં મળી જતી. ૨૮ઃ પર્વતનું પેટ ફાડી જે મહેનતથી ઝરણું ઝમીને શાંતિ વગેરે આપે છે એવી રીતે આ ખેડૂત વગેરે મહેનતના પાકરૂપી ઝરણું વહાવે છે. ૩૨ઃ મનુષ્યના પ્રયત્ન–પુરુષાર્થરૂપી મોજાંમાંથી પ્રગટતી સિદ્ધિઓ. ૩૪ઃ ચિદાકાશ – મનોજગતમાં. આ સૂક્ષ્મ સિદ્ધિઓનો રમણીય પડદો. આકાશની ભૂમિકા પર મેઘધનુષના સાત રંગ ખીલી ઊઠે છે તે પ્રમાણે અહીં ચિત્તમાં. ૩૫ઃ અવર સૃષ્ટિ – આ સ્થૂલ રમણીય જગતથી પણ રૂપાળી સૂક્ષ્મ સૃષ્ટિ.

દર્શન—સત્યની કસોટીએ આ બધાં તત્ત્વોને કસી જોતાં કયું તત્ત્વ હાથમાં આવ્યું તે હવે કહે છે. ૪૭ઃ જવનિકા – પડદો, આ દેખાતી રમણીયતા પાછળ છૂપેલી કરુણ સ્થિતિ. ૪૯–૫૬ઃ

એનાં એ જ પ્રકૃતિતત્ત્વો સરિતા ૪૦ નાં રુદ્ર અને વિપરીત સ્વરૂપ. ૫૪: ઉર-ફળોનું, અતિશય મીઠાં ફળોમાં ખાસ કરીને કીડા પડે છે. ૫૭–૭૨: કોયલ અને મોર વિષેની કવિઓએ કરેલી બ્રાન્તિમય કલ્પનાઓની અસત્યતા વર્ણવે છે. ૬૦: કોયલ સામાની હરીફાઈમાં જ સાચી ચગે છે. ૬૩: કોયલ કાગડાના માળામાં ઈંડાં મૂકી આવે છે એ વાત. ૬૪: ઉદાર દિલ, રસની પ્રમત્તતા, રાગનું સ્વભાન, ઉલ્લાસ વગેરેની તેને પોતાને કંઈ ખબર નથી. ૬૫: પ્રકૃતિદત્ત – કોયલના રાગની જે મીઠાશ છે એ તો ઈશ્વરે આપી છે, એમાં એનો પોતાનો શો ગુણ ? ૬૮: મોર પોતાના કેકા-રવથી, શરીરસૌંદર્યથી, અને મેઘ તરફની દેખાતી પ્રેમલગનીથી ઘણાઓને મહા ધન્ય પક્ષી લાગે છે. ૭૦: એનાં પીંછાંનું સૌન્દર્ય જોઈ આપણને આનંદ ભલે થાય, એને તો એ ઊડવામાં અડચણ રૂપ જ છે. ૭૨: નાના સરખા અવાજથી પણ મોર ભડકી ઊઠે છે. મેઘગર્જના સાંભળી મોર બોલે છે તે પણ ભયથી જ. ૭૬: પક્ષીજીવનને સુખની પરાકાષ્ઠા જેવું માનનારે કુદરતમાં નબળાના શિકારે સબળાનો જીવનટકાવ એ જ એક હકીકત જોઈ લેવી. ૭૮: પ્રકૃતિ રક્તવક્ત્રા – રાતા, બીજાના લોહીથી થએલા મોઢાવાળી. ૮૨–૧૦૦: બાલ્યદશાને નિર્દોષતા આદિ ગુણોથી યુક્ત માની તેને પરમ શ્રેષ્ઠ દશા તરીકે કવિ જેવા આદર્શવિહારી લોકોએ જે રીતે વર્ણવી છે તેની સત્યાસત્યતા અનુભવો પર રચાયલું માનસશાસ્ત્ર બતાવી આપે છે. ૮૨–૮૮: આપણી બાળકો વિષેની રૂઢ કલ્પના. પ્રશસ્ત – વખણાએલી. ૯૦: દુનિયાનાં આધિ, વ્યાધિ અને ઉપાધિથી બાળક પણ મુક્ત નથી જ. ૯૩: પોતે ક્યાં જન્મવું એ જ પહેલાં તો બીજાના હાથની વાત. એ દશામાં જે કંઈ સુખદુઃખ મળે તે સ્વીકારી લીધે જ છૂટકો. ૯૫: બાળકનું આગમન સદા હર્ષથી જ વધાવી લેવાય છે એમ નથી.

૧૦૮–૧૨૯: સ્ત્રીની જીવનકથા. સ્ત્રીને જાણે પોતાનું સ્વતંત્ર જીવન ન હોય એમ માત્ર પુરુષવર્ગને શાંતિ, આનંદ, વિલાસ વગેરે આપવા જ જન્મી હોય તેવી કલ્પના, અને તેથી સ્ત્રીને પુરુષવર્ગ તરફથી થએલા અન્યાય. ૧૧૧: સુધાકળશ – સુધા - અમૃતના ભરેલા પાત્ર જેવી. ૧૧૭: વિષયભોગનું સાધન થઈ પડેલી. એ માટે જ શૃંગાર વગેરેથી રીઝાવાતી. વિષયરક્ત – વાસનામાં પચેલા. ૧૨૦: નિઠુર – નિષ્ઠુર, નિર્દય. માળીના જેવો વિધાતા સ્ત્રીરૂપી વેલા ઉપર પ્રજારૂપી ફળસિદ્ધિ મેળવીને, સુકાયલા વેલાને જેમ માળી ઉખેડી નાખે છે તેમ, યૌવન વિનાની કે સંતાન વિનાની સ્ત્રીના જીવનને તે આનંદના પ્રદેશમાંથી હઠાવી દે છે. ૧૨૩: અવિ-મુક્ત-બંધાએલું. આર્ત–દુ:ખી. ૧૨૯: જગતવૃત્ત – જગતની દશા. ૧૩૦–૧૪૮: કુદરત અને માનવજાતિથી નિરાશ થઇ ઇતિહાસ-સાહિત્ય ૪૦ ના પ્રદેશમાં જાય છે. ૧૩૯: શશિગુપ્ત–ચન્દ્રગુપ્ત મૌર્ય. ૧૪૭: પુરાણ અને ઇતિહાસ કાળની પ્રબળતા જ બતાવે છે. કુટિલતા – પ્રપંચ જ સદા ફાવી જતાં દેખાય છે. ૧૪૯, ૧૫૦: આવા કરાળ ભૂતકાળ અને દુ:ખી દીન વર્તમાનમાંથી કેવું ભવિષ્ય જન્મશે ? ૧૫૬: જેવું દેખાય છે તેવા જગતથી જ કલ્પના સંતોષ માની શકે તેમ નથી. આ દેખાતા દુ:ખસમુદાયની પાછળ કંઇ બીજો ગૂઢ કલ્યાણપરિણામી અર્થ છે કે કેમ તે ખોળવા પોતાના સર્વ રુચિતંત્રને સમાધિ લેવાડવા કવિ ઇચ્છે છે. ૧૬૩: જલધિતળે – ચિંતન, મનન, અભ્યાસમાં, જગતના સંચિત જ્ઞાનસાગરમાં ઊતરીએ. ૧૬૪–૧૬૭: હૃદયની આશા જીવનનું અને એટલે જગતનું અંતિમ સત્ય, રહસ્ય પામવાની છે. એ આશા જ જો અનિષ્ટ હોય, વિશ્વની યોજના સાથે મેળ ન ખાતી હોય તો ત્યાં જ મરી જવું બહેતર. જો આશા સાચી હશે તો સિદ્ધિ મેળવીશું. અને એટલે મોતી જેવાં મૂલ્યવાન બનીશું.

પૃ૦ ૨૭ સાફલ્યટાણું: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૭ના કાર્તિકઅંકમાં. ૨: સમયગતિનું ચિંતન. કેવો અજબ વખત આવ્યો એમ લોકો આશ્ચર્યથી વિચારે છે. ૫: મુમુક્ષા–મુક્તિની ઇચ્છા. ૬–૮: વહાલાંનાં વહાલથી માંડી ઉત્કર્ષ ઇચ્છતા પ્રાણો સુધીની બધી ચીજો માતાના અંચળામાં આવીને પડે છે. ૭: દ્રવ્યઓઘો–ધનના ઢગલા. ૧૩: ધનની, બળની, કે ગુણ–આત્મોત્કર્ષની, સિદ્ધિ કરતાં યે આવું આત્મસમર્પણ કરવાનું ટાણું મળવું વિરલ છે.

પૃ૦ ૨૮ સત્યં શિવં સુન્દરમ્: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' સં૦ ૧૯૮૭ ના કાર્તિક અંકમાં. ૪: બુદ્‌બુદ — ટીપું. ૫: સમુદ્ર – જીવનસાગર. ૧૧: સુકે, કલુષિતે – ક્લેશ ભરેલામાં, અંધાર-ઘેરે – અંધારાથી ઘેરાયેલે – એ બધાં ઠામેઠામનાં વિશેષણો. વહેનાર સૌંદર્યનાં ઝરણો. ૧૪: શિવં – કલ્યાણરૂપી.

પૃ૦ ૨૯ કાલિદાસને: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' સં૦ ૧૯૮૭ના જેઠ–અંકમાં. ૧: નવફલે–નવાં ફળોથી. ૨,૩: આર્દ્ર, બલદા–બળ–ઓજસભરેલી, સમૃદ્ધ, શ્રી–શોભાવાળી, બધાં વાડીનાં વિશેષણો. ૫: ગુરુઓની પ્રેરણા – શિક્ષણરૂપી આંગળી ઝાલી. ૬: ફલિત પુષ્પો – ફળરૂપ પામેલાં ફૂલ, પરિપક્વ. ૭: તેઓને – ગુરુઓની કૃપાથી. ભણતી વેળા તો થોડોક રસ જ ચાખેલો, એટલાથી પણ ઘણી મીઠાશ મળેલી. ૯: તરુ – કૃતિ. ૧૦: ચર્વણ – ફરી ફરીને અધ્યયન. ૧૩–૨૮: દરેક શ્લોક અનુક્રમે કાલિદાસનાં રચેલાં રઘુવંશ, કુમારસંભવ, શાકુન્તલ અને મેઘદૂત વિષે છે. ૧૩: રઘુરાજાઓના વંશરૂપી વન. ૧૫–૧૬: તપશ્ચર્યા૦ – દિલીપની પુત્રપ્રાપ્તિ માટે, રઘુનો અશ્વમેધ યજ્ઞ અને દિગ્વિજય. દિગ્વિજયની કીર્તિરૂપી ક્ષૌમ–વસ્ત્ર પોતાના કુળને ઓઢાડ્યું. ૧૯: ઉમા૦ – પાર્વતીનું શિવને પામવા માટેનું તપ. ૧૮: તપને અંતે શિવજીની સાથે

થએલા લગ્નથી મળેલો કુમાર કાર્તિકેય. ૧૯: દેવોના તપની સુગન્ધથી સીંચાએલા કાવ્યમય ક્રોડ-ખોળામાં. ૨૧: રાજા – દુષ્યન્ત. દીન અબળા – શકુન્તલા. ૨૨: દુષ્યન્તથી તજાએલી શકુન્તલાનો તપોવનનિવાસ. ૨૩: ટળી મૂર્છા – દુષ્યંતનો ભ્રમ ટળી જવો. ૨૫–૨૬: તારી કલ્પનાના પાણીથી છાંટેલા અભિનવ પંથે સ્નેહભર્યાં વચનોથી પ્રેરાઈને જતો મેઘ ભાળ્યો. ૨૭: શ્યામળ તનુ – તન્વી શ્યામા, યક્ષની પત્ની. ૨૮: મેઘોદ્ગારે – મેઘના ઉદ્ગારોથી, આશ્વાસન મેળવતી. ૨૯: કૃતયુગ – સત્યયુગ. ૩૦: વિતરિયો – આપ્યો, પરિણામ પમાડ્યો. ૩૨: ઉમા તથા શકુન્તલાના જીવનનો દૈહિક પ્રેમથી પ્રારંભ બતાવી તેમાં જ્યારે તપશ્ચર્યા મળી અને દેહાકર્ષણથી ભિન્ન એવો સાત્ત્વિક પ્રેમ પ્રગટ્યો ત્યારે જ તે સફળ થયું. એ રીતે સાચો સ્નેહ તપના અગ્નિથી શુદ્ધ પાવન થવો જોઈએ એવો આદર્શ રજૂ કર્યો. ૩૫, ૩૬: કુમારસંભવ અને મેઘદૂતની કથા. ૩૭: ભરતનું સિંહના બચ્ચા સાથે રમવું. ૩૮: ઉમાનું તપ. ૩૯: સત્ત્વ-સામર્થ્ય, એ યુગમાં આ બધું હતું. ૪૧: વીલાઇ – અસ્ત-વિલય પામી. ૪૪: કાળને મોઢે કોળિયો થયું. ૪૫: આદર્શપટ – તે તે યુગનાં સાચાં ચિત્રો રજૂ કરતું કાવ્યરૂપી સ્વચ્છ દર્પણ. ૪૮: ક્રાન્ત નયન – સ્થળકાળને ભેદીને પાર જોતી આંખ. ૫૭: મુખકમલઆભા-મોઢાનું તેજ, અસ્મિતા, જૂનું ગૌરવ. ૫૮: પ્રવર – હોશિયાર. ૬૦: જનકયુગ – ભરતરાજાના સમયનું ભારત. આદર્શ સ્થિતિ. ૬૨: સુરભિ – ગાય જેવી માતૃભૂમિ. ૭૦: સીકર – છાંટા. ૭૮: સમરવારિ૦ – યુદ્ધનાં પાણીનું જોર અને મારી તાકાત બંને મેં માપી જોયાં. ૭૯: સ્રોત – ઝરણ, વહેણ. ૯૪: આ કાવ્યોનો ઉપયોગ કરી અધિક ગુણવાળા કોઈ મહા કાવ્યનો અગ્નિ પ્રગટે. ૯૬: ચયન કરવા – વીણવા, જંગલમાં લાકડાં ભેગાં કરવા.

પૃ૦ ૩૩ હસવું ને રડવું: પ્રસિદ્ધ થયું 'કુમાર'ના સં૦ ૧૯૮૭ ના ભાદરવોઅંકમાં.

પૃ૦ ૩૪ વાદળી: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૭૭ના શ્રાવણ અંકમાં. ૬: સમુદ્ર કનેથી ધારણ કરેલો જળરૂપી ગર્ભ. ૧૨: ઋતુ પ્રમાણે વરસાદનું આખી પૃથ્વી પરનું ભ્રમણ.

પૃ૦ ૩૫ સ્વ૦ શંકરરાવ: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' સં. ૧૯૮૭ ના શ્રાવણઅંકમાં. ગૂજરાત વિદ્યાપીઠના સંગીતના માજી અધ્યાપક સ્વ૦ શંકર દત્તાત્રેય પાઠક નામીચા વાયોલિનવાદક તરીકે જાણીતા હતા. ૩: વિરક્ત – રાગરહિત, ઉદાસ. ૫: સાજ – સંગીતનો વાદ્ય-સમૂહ. ૧૧: જે હાથ આંગળીઓને વગાડવા પ્રેરતો તે અગ્નિના હાથમાં પડીને બળી ગયો. ૧૬: પ્રજળી – સળગી ઊઠે મનમાં. ૧૭: હુતાશ – પ્રેમરૂપી અગ્નિ. ૨૨: રાગઉરે–રાગના હૃદય સાથે આંગળી ગૂંથેલી, વાયોલિન ઉપરનો અજબ કાબૂ. ૨૩: ભદ્ર – કલ્યાણ ભરેલાં. ૨૮: કણ્ઠ અને રાગના વિવાહ, સંગીતનું કૌશલ્ય. ૩૪: કાષ્ટદેહે – શરીરરૂપી લાકડાના તંબુરામાં ભરી રાખી. ૪૦: ગીત ભલે અટક્યું, પણ એક વાર એ સાંભળ્યા પછી અમને શાંતિ કેવી? આખા જીવન વિષે અમે વિચાર કરતા થયા છીએ. ૪૭: અમૂર્ત – ઈશ્વરની આકાર વગરની શકિત ગીત રૂપે આકાર ધરીને પ્રગટ થઇ તે ભલે પછી આકાર રહિત થઈ ગઈ. ૫૨: જીવનની પ્રેરણા – સર્વવ્યાપી ચૈતન્ય તરફથી જ આ ગીત પ્રગટ કરવાની ઈચ્છા થઈ હશે?

પૃ૦ ૩૮ પગલાં: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૭ ના આસોઅંકમાં.

પૃ૦ ૩૯ વેરણ મીંદડી: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૮ ના માહઅંકમાં.

પૃ૦ ૪૦ ભાંગેલી ઘડિયાળને: પ્રસિદ્ધ થયું 'કૌમુદી' ઇ૦ સ૦ ૧૯૩૨ ના જૂનઅંકમાં. ૪: સદન – ઘર. ૫: ઘર ધરી – ઘરમાં લાવ્યો, સ્ત્રીને પરણ્યો. ૬: કર ધરી – તને હાથે પહેરી. તનુલતા – શરીરરૂપી વેલ. ૧૬: તેને – આપણા પ્રેમબંધનને. ૧૭–૨૮: કવિ અને ઘડિયાળનું પ્રણયજીવન. ૧૯: અંગી – ખાસ પોતાની. ૨૧: વધૂ – પત્ની. ૨૯,૩૦: દુષ્ટ પત્નીથી તારા ઉપરનો પ્રેમ ન ખમાયો. ૩૨: ચિરરુદનગાથા – હંમેશાં રડવા જેવી કહાણી. ૩૫: જે જગતમાં જડ પદાર્થો ચૈતન્યવાળા પદાર્થોને વશ કરે છે, ત્યાં તારા જેવા ધબકતા હૃદયવાળા પદાર્થને કેમ કરીને જડ સમજું અને અવગણું ? ૩૮,૩૯: આપણે બંને ગતિવાળાં છીએ, તારી ગતિનું મૂળ અમારા હાથ છે, અમારી ગતિનું મૂળ કોક બીજાના હાથ છે, એ રીતે બંને સરખાં પરજીવી છીએ. ૪૧–૪૪: તારી વિશેષતા એ છે કે તને અમે જડ કહીએ છીએ છતાં તું કાળપ્રભુના હૃદય સાથે તાલ જાળવી બરાબર ધબકી છે, અમે તો એટલું પણ સામંજસ્ય નથી સાધી શક્યા.

પૃ. ૪૨ સ્વપ્નભંગ: પ્રસિદ્ધ થયું કુમાર સં૦ ૧૯૮૮ ના ફાગણઅંકમાં. માઢના ઢાળમાં ગવાય. ૭: ઊણી – લેશ. આંચ – ઈજા. ૯: કુદરત અને માનવતાથી વિમુખ થયો. ૧૦–૧૨: કુદરતમાંથી સ્વાભાવિક રીતે મળતી ચીજોને કૃત્રિમતાથી મેળવવા મથતું જીવન, સ્વાર્થભરી આત્મપર્યાપ્તિ. ૧૮: દરવાન, દીવાન – આત્માને બચાવી લેનારાં જાગૃત અંતઃકરણ, બુદ્ધિ. ઊંઘ – વિષયવિલાસની. ૨૧: આજ – અજ્ઞાનકાળ પૂરો થયા પછી. ૨૨: અંતઃકરણ વગેરે લોપ જેવાં થયાં. ૨૪. ઇંદ્રિયોરૂપી બારણાં નિરર્થક જેવાં થયાં. ૨૯: બારણે – બહારના અર્થમાં, સાચા તેજોધામમાં. લોકભાષાનો પ્રયોગ છે. ૪૦: ઉસાસો – ઊંડો શ્વાસ. ૪૩: ગરોળી અને ઘુવડ અજ્ઞાનદશાનાં સૂચક. તેમના રહેઠાણનો વિનાશ. ૫૨: સમીરણ – પવન.

પૃ૦ ૪૫ કવિનો પ્રશ્નઃ પ્રસિદ્ધ થયું કુમાર સં૦ ૧૯૮૮ના ચૈત્રઅંકમાં. આખા કાવ્યમાં કવિતાને નદીની ઉપમા આપી છે, અને તેના પ્રશ્નોને નદીના પ્રશ્ન ભૂગોળની દૃષ્ટિએ વિચારતાં જે રીતે ઊભા થાય તે રીતે વિચાર્યા છે. નદીને કાંઠેનાં શહેર, તીર્થ, યાત્રાઘાટ, વિલાસ, નદીનું મૂળ એવો પર્વત, પર્વત પરનાં વન, અને પૃથ્વીની રણ વગેરેથી ભરેલી ભૂમિકા ઉપર નદીનું આ જીવન, એ પ્રમાણે જ કવિતામાંથી થતો આનંદ વગેરે, કવિતાનું ઉદયસ્થાન એવું કવિનું હૃદય અને જીવન, કવિની કાવ્યશક્તિ ઉપરાંત બીજી વ્યવહારોપયોગી શક્તિઓ, અને મનુષ્યજીવનની ભૂમિકા ઉપર એ સર્વનો વ્યવહાર એમ પરસ્પર નદીને અને કાવ્યને ઘટાવવાનું છે. ૪: કલેશાપન્ન – કલેશ–દુઃખ, ઝગડો નહિ – થી ભરેલું. અદની – નાની, ક્ષુદ્ર. ભરણી – ભરનારી. ૬: કવિતાની મર્યાદા તેનાં વાણી અને અર્થ છે. ૯–૧૨: નદીથી થતો જગતને આનંદ કવિતાના આનંદ સાથે સરખાવી લેવાનો. ૧૭-૨૦: આખી દુનિયાની તરસ છિપાવવા એકલી નદીમાં શક્તિ નથી, તેમ જીવનના બધા પ્રશ્નો માત્ર કવિતાથી ઉકેલાતા નથી. ૨૦: મણા – ખામી. થોડા જન – કવિતાનો ભોગી અમુક વર્ગ. ૨૯: ' અદ્રનો ' નહિ, 'અદનો' વાંચવું. કાવ્યનું મૂળ એવો હૃદયરૂપી-અથવા અર્થ વિસ્તારીને આખા જીવનરૂપી ગિરિ. વિશ્વની સાથે સરખાવતાં તે અદનો, નાનો જ છે. ૩૨: જે અહંત્વ પર્વત પેઠે અડગ રહી વિઘ્નરૂપ બને તે અચળ રહે એમ શા માટે ઇચ્છું ? ૩૩–૩૬: ધરતીકંપ વગેરેને લીધે પૃથ્વીની સ્થળ ત્યાં જળ અને જળ ત્યાં સ્થળ એવી જે કાયાપલટ થાય છે, તેવી મનુષ્યજગતમાં થતી આધ્યાત્મિક, રાજકીય કે નૈતિક ક્રાન્તિ. ૩૭: વ્યુત્ક્રાન્તિ : ક્રાન્તિ–જવું, ઉત્ક્રાન્તિ – વિકાસ, વ્યુત્ક્રાન્તિ–વિશેષ પ્રકારનો વિકાસ. જીવનોત્કર્ષ માટેના પ્રયત્ન. ૩૮–૪૦: ભૌગોલિક નિયમ પ્રમાણે મુખ્યત્વે અંદરની જમીન બળ કરીને ઉપર આવે એટલે ઊંચી જમીન અંદર ગરકી

જાય છે. માનવજાતિના પણ દટાયલા વર્ગ જાતે જ ઊંચા ચઢી આવે છે, અને ઉપરના વર્ગને દટાવું પડે છે. ઉપર રહેલો વર્ગ જો જાતે જ અંદર ગરકે, બીજાને ભોગે સાધેલી પોતાની ઉચ્ચતા છોડે, તો દબાયલા વર્ગને ઉપર આવવામાં સહાયતા મળે. ૪૧–૪૪: પર્વત પરનાં વન ૪૦ ની પેઠે કવિતા સિવાયની મારી બીજી શકિતઓ પણ જનહિતાર્થે વાપરી દઉં. ૪૫. વનમાંથી અગ્નિ, તેની રાખ, તેનું ખાતર, તેમાંથી ઝાઝો પાક, તેથી થતી દેહપુષ્ટિ અને નવજીવન એ પ્રમાણે મારાં બલિદાન પછી લોકોમાં નવા પ્રાણરૂપે સર્વત્ર ફરીથી પ્રગટીને હું મારી જ કવિતાનું ગાન સાંભળીશ. ૪૯–૫૦: જેહ–કવિતા, બધી શક્તિઓ બીજી દિશામાં વપરાતાં કવિતા અટકી પડી હશે, પણ જેટલી કવિતા પ્રગટ થઈને વહી ગએલી તે તો દરિયામાં મળી, વાદળ થઈ પાછી આખી દુનિયામાં વરસતી હશે, તેનું ગીત હું જાતે જ બચ્ચાંમાં જન્મેલો સાંભળીશ. ૫૧–૫૩: કાવ્યથી જગતમાં જન્મતી આનંદપ્રવૃત્તિ. ૫૪: એક વખતે હું ગાનાર હતો. ગાનારનું ગીત આજે તેના તે રૂપે સંભળાય છે. પણ ગાનાર પોતે બીજા સ્વરૂપે શ્રોતાઓમાં વસી ગએલો હોય છે. પોતાની બલિદાન આપેલી શકિતઓએ ફળીને જે રૂપ ધારણ કર્યું હશે તે રૂપમાં વસેલો હું મારા જ ગીતનો શ્રોતા બનું.

પૃ૦ ૪૮ પતંગિયું અને ગરુડ: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૮ના જેઠઅંકમાં. ૫: સચર – પ્રભુના ચૈતન્યમય સ્વરૂપે. ૬: અનેક રૂપરંગોથી. ૭: સાન્નિધ્ય – સોડ, પાસે હોવું તે. ૧૧–૧૬: આવું ક્ષુદ્ર દેખાતું પ્રાણી જીવન કેવી રીતે સફળ કરે છે એનો જવાબ. ૧૯: શ્રેષ્ઠમયતા – સર્વોત્કૃષ્ટપણું. ૨૦: રચયિતા – રચનાર. ૨૬. કેમ – કયા પ્રકારે, શા માટે. ૨૮: ઉત્તુંગ – ઊંચું શિખર. ૨૦: પાઠ – શકિતનો તથા ઊંચા શિખર પર વિહાર કરવાનો. પતંગિયું અને ગરુડ બલિદાન કે ક્રૂરતાની ભાવના વગર માત્ર

નૈસર્ગિક વૃત્તિથી પ્રેરાઈ બળી મરે છે અને શિકાર કરે છે, છતાં જેને બીજાના સમગ્ર જીવનના સાર જેવા કાર્યમાંથી સાર લેવાનો છે એવી માણસજાતિએ એમાંથી કયો જીવનવહેવાર પસંદ કરવો ?

પૃ૦ ૫૦ અલખ લખ કીજે: ૧: અલખ – અલક્ષ્ય, ન જોઈ શકાય એવું તારું સ્વરૂપ તું પ્રગટ કર. અમારા ભૌતિક, સ્થૂલ પ્રયત્નો નિષ્ફળ ગયા છે. એ કેવી કેવી રીતે, તે અંદરની કડીઓમાં વર્ણવ્યું છે.

પૃ૦ ૫૧ ભંગડી: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' સં૦ ૧૯૮૯ના કાર્તિક-માગશરઅંકમાં. 'કડવી વાણી' નામે બીજા સંગ્રહમાં પણ મૂકાએલું. ૧૫: ઝૂમણાં – ઘરેણાં. ૧૮: જાન–સ્મશાનયાત્રારૂપી.

પૃ૦ ૫૩ માગણું: વીજળી અને મેઘરૂપી ભાઈબેન ૬: 'ઘેરા'ને બદલે 'પાચે' ૯–૧૦: ભાઈબેનનું ગીત સાંભળવા. ૧૪: કોડે–આનંદથી.

પૃ૦ ૫૪ મેઘનૃત્ય: પ્રસિદ્ધ થયું 'કૌમુદી' ઇ૦ સ૦ ૧૯૩૩ના જુલાઈ અંકમાં. ૩: પ્રકૃતિનાં પાંચ તત્ત્વો રૂપી વગાડનારા અને અને ગાનારા. ૪: ઉતાવળથી પોતપોતાનાં ગાવાબજાવવાનાં સાધનો સજ્જ કરે છે. ૭: તરલતન – ચપળ દેહવાળી. દામિની – વીજળી. દ્યુતિતણાં દ્યોતને – તેજના ચમકારાથી. ૯: વારુણી મત્ત – દારૂ પીને ગાંડા થએલા, ખૂબ પાણીથી ભરેલા. ૧૩: આકાશસાગરનાં ઊંડાં પાણી ઉપર. ૧૪: નર્તકો – મેઘ અને વીજળી. ૧૬: ઘુમરતા – ઘુમરડી ખવાડતા. ૧૯–૨૦: તારાઓ દેખાતા નથી તે જાણે આનંદના અતિરેકમાં આંખો મીંચી ગયા છે. ૨૧: હૃષ્ટ – આનંદિત. ચરિતાર્થ – કૃતાર્થ. ૨૩: દેવો તરફથી મળેલી ભેટ.

પૃ૦ ૫૬ ઝંઝાનિલને: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૯ના ચૈત્રઅંકમાં 'શા.'ના ટિપ્પણ સાથે. ૧: ઝંઝા૦ – તોફાની વાયુઓના ઝુંડના ઝોલા ઉપર વિહાર કરતો, વિશ્વનો દરિયામાં શાંતિ મેળવવા સૂતેલો પ્રાણ ત્યાં પણ તાપ લાગવાથી જાગી ઊઠ્યો અને પૃથ્વીની

નિકુંજમાં શાંતિ લેવા દોડયો. ૬: ક્રર–શિર. રુદ્ર–ભયાનક. ૭: સમુદ્રની ગંભીરતા અને વન ઇ૦ની સ્થિરતાને ભાંગતો. ૬: પૃથ્વીની ઝાડ, પર્વત, શહેર વગેરેથી દેખાતી અસમતાને જાણે સપાટ પાણી જેવી કરી દેતો, અને સપાટ જળવાળા દરિયા પર મોજાંના ડુંગરો ઊભા કરતો. ૯: વાયુરૂપી અંચળો. ભૂગોળશાસ્ત્રવિદોના મત પ્રમાણે બસો માઇલ સુધી પૃથ્વીની આજુબાજુનું વાતાવરણ. ૧૦: સૂર્ય-પ્રયાણ–સૂર્યની પરિક્રમા. પતિને ઘેર જવા જતી સ્ત્રી સાળુનું સોડિયું વાળે, જવાની સરળતા માટે, તે મુજબ. ૧૧,૧૨: દરિયારૂપી કસબથી ગૂંથેલો પાલવ. ૧૩–૧૪: વાયુની સર્વવ્યાપકતા. ૧૬: ઋતજ–અનિયંત્રિત જેવો દેખાતો છતાં વિશ્વના અટલ નિયમોમાંથી જન્મેલો અને તેને અનુસરતો. સૃષ્ટ ધર્તા–સરજેલી સૃષ્ટિને તેના સર્જન પછી ધારણ કરવા–ટકાવી રાખવા સરજાએલો એવો બીજો સ્રષ્ટાના જેવો જ ધર્તા. ૧૮: પ્રકૃતિમનુજનાં–કુદરત અને માણસનાં કાર્ય. ૧૯: કાન્તાર–જંગલ. ૨૦: ઉત્પાટવા–ઉખેડવા. ૨૨: મુણ્ડી–માથું મુંડાવનાર. ૨૬: નિબિડ–સજ્જડ. ૨૯: વંશઝુણ્ડ૦–વાંસના ઝુંડમાં થઇને અવાજ કરતો વાતો પવન. ૩૨: યુદ્ધલિપ્સા–લડવાની ઇચ્છા. ૩૬: વ્યસ્ત કક્ષે–ઊલટી બાજૂએ. કુદરત હારી, પણ તારે શરણે તો ન જ આવી, તે તો કોક બીજાને ચરણે પડી છે તે જો. ૪૨: યુદ્ધાભાસો–લડવાના ખાલી દેખાવ. ૪૪: નાસિકારન્ધ્ર–નાકનાં છિદ્ર, જે દ્વારા પોતાના શ્વાસોચ્છવાસનું રુંધન કરી યોગીઓ આખા વિશ્વના પ્રાણને વશ કરતા હોવાનું કહેવાય છે. ૪૪: સ્પન્દન–ધબકારો. ૪૫–૪૮: કુદરત જડ હતી તેથી વશ થઈ. પણ ચૈતન્યભરેલા માનવનો અવાજ સાંભળતાં વાયુ પોતે જ શાંત થયો. વિશ્વના પ્રાણની કદર પ્રાણવાન એવા માણસે જ કરી. મનુષ્યનો પ્રાણ અને વિશ્વનો પ્રાણ મળ્યા એટલે વિવશ–હારેલી કુદરત પણ મૂર્છામાથી જાગી. ૪૯: હર્તા–વિનાશકનું દેખીતું રૂપ શમાવી લે. વિનાશ

દેખાવનો છે, વિનાશમાંથી નવું સર્જન થાય છે એટલે અંતે તો ઝંઝાનિલ કલ્યાણમૂર્તિ જ છે. ૫૧: અજ્ઞાનીએ જ્ઞાન મેળવીને પ્રકૃતિનું સ્વરૂપ જાણી લેવું જોઇએ. ૫૨: હમણાં નહિ જાણે તો તારાં ફળ-રૂપ કાર્યોથી તો તને ઓળખશે જ. ૫૩–૫૬: ઝંઝાનિલનું નવ-સર્જન. ૫૩. પટ – વસ્ત્ર, પુષ્પપલ્લવરૂપી. ૫૪: જલધિજ – સમુદ્રમાંથી પાકેલાં. ૫૫: પ્રિયા૦ – સ્ત્રીકેસરમાં પુંકેસર મેળવી આપતો. ૫૮: આવેગધારા – આવેગ, પ્રબળ ગતિનો પ્રવાહ. તે નિષ્પ્રાણ કુદરતમાં પ્રાણ પૂરે છે. અમારી કને પણ તું નવજીવનનો સંદેશ લઈ આવે છે, છતાં અમે જો ન ખોલીએ, કે ખોલી શકીએ, તો તું અમારાં બારણાં–અમને ચૈતન્યથી વિમુખ રાખતી જડતા–ને તોડીને પણ પ્રવેશ કર, અને અમને નવજીવન આપ.

પૃ૦ ૫૯ પાંદડી: પ્રસિદ્ધ થયું 'કુમાર' સં૦ ૧૯૮૯ના કાર્તિક અંકમાં. ૭: પાંચીકા – રમવાના કૂકા.

પૃ૦ ૬૧ રુદન: ૧: રેણ – રાત્રિ. ૩: પડાળ–છાપરાંના ઢાળ. ૭: સિન્ધુના સિન્ધુ–વાદળ રૂપે. ૧૨: હંમેશાં ચાહે એવો સ્વામી. ૧૪: ચન્દ્ર તો વધતોઘટતો અને જતોઆવતો છે, એટલે ચંચળ છે. ૨૪: શે–કયી. ૨૬: ઝળુંબી – ઝઝૂમી.

પૃ૦ ૬૩ જુદાઈ: જીવ અને પરમાત્માનો સંબંધ. માયાબદ્ધ પ્રાણી અને માયાતીત પ્રભુની સ્થિતિ.

પૃ૦ ૬૪ ત્રણ પાડોશી: 'કડવી વાણી' નામના બીજા સંગ્રહ-માં પણ મૂકેલું છે. ૧: ઝાલર – મોગરીથી વગાડવાની ઘડિયાળ. ૨: થાળીવાજું – ગ્રામોફોન. ૩૨: પારણાં – અપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન. ૩૪: હવાયેલ – ભેજવાળી. ૪૧: આંજણહીણી – તેલ આંજ્યા વિનાની. ૪૬: અન્નપૂરણા – એમાંથી માદારને રોટલો મળતો એટલે. ૫૦: વાજ આવે – હારી જાય.

પૃ૦ ૬૭ દુનિયાનો દાતાર: ૧૦: ઇન્દરરાજ – ઇન્દ્ર મેઘનો અધિષ્ઠાતા દેવ છે. ૧૧: મેઘના મંડપ – સ્થૂલ વાદળાંના. અહીં વર્ણવેલાં કૃત્યો કરનાર તે જુદા જગદુદ્ધારક ચેતનતત્ત્વને સ્થૂળ વાદળથી જુદું માન્યું છે.

પૃ૦ ૬૯ રામજી એ તો: આંખો મીંચીને પડ્યાં પડ્યાં પૃથ્વી પરનાં જુદાંજુદાં ચેતન પ્રાણીના સંચારના અવાજ જ કેટલા બધા કર્ણપ્રિય લાગે છે! જેમ અવાજ મોટો તેમ નિદ્રાનું પ્રમાણ પણ વધે છે. ૨૫–૩૦: ઘોર નિદ્રા કેવી રીતે આવી તે. ૪૫: અંતરાત્માનો અવાજ.

પૃ૦ ૭૧ જન્મગાંઠ: ૪: રાત્રિ અને દિવસો મળીને થતો વર્ષનો ઝૂડો. ૨૬: સૂત્ર – ચૈતન્ય, જીવનનો દોરો. ૩૩: ગાંઠ – માયામોહમાંથી જન્મતાં કર્મનાં બંધનરૂપી. ૪૧: દરરોજ કોક જીવ પર તો જન્મની ગાંઠ પડે જ છે, એટલે દરરોજ કોકની જન્મગાંઠ તો હોય જ. ૫૭–૬૦: જીવનનો પ્રારંભ અને અંત આ શરીરના જન્મ અને મરણની સાથે જ થતા નથી. એના જન્મથી પહેલાંના અને મરણની પછીના બધા ઠેઠ સુધીના છેડા જોવા દો. ૬૨: સ્નિગ્ધ – સુંવાળું. ૬૯–૭૩: ગાંઠ પડે, બંધન જકડાય ત્યારે ધન્યવાદ આપવાના ન હોય. આ જન્મની ગાંઠ જ્ઞાનરૂપી પ્રકાશથી આપોઆપ છૂટી જાય, મોક્ષ મળે, અથવા એ મરણની છરીથી કપાઈને છૂટી જાય ત્યારે જ ધન્યવાદ આપવાના હોય. ૭૫–૮૦: આ જિન્દગીની ગાંઠમાંથી છુટાય છે એ જ શું આનંદનું ઓછું કારણ છે? બીજા જીવનની ગાંઠ પડવાની હશે તો તે મારે વેઠી લેવાનું છે. તમારે તો આ એક જીવડો છૂટ્યો એટલું જ, આનંદ પામવાને માટે, ક્યાં બસ નથી? ૮૨–૮૬: પણ એવો આનંદ ન લઈ શકો તો આટલું તો કરશો જ, મને આ જિન્દગી મેળવવા માટે, તેનાં

બંધનમાં ફસાવા માટે ધન્યવાદ તો આપશો જ નહિ.

પૃ૦ ૭૫ પત્થરે પલ્લવઃ પ્રસિદ્ધ કુમાર સં૦ ૧૯૮૯ના વૈશાખ અંકમાં.

છંદ: મિશ્રોપજાતિ. ઉપજાતિ સુધારીને મિશ્રોપજાતિ વાંચવું. શ્રી. બળવંતરાય ક. ઠાકોરે સ્વસંકલિત 'આપણી કવિતાસમૃદ્ધિ 'ના વિવરણ તેરમાની ટીપમાં આ છંદને આ રીતે વ્યાખ્યાબદ્ધ કર્યો છે. 'એક જ જાતિના બે છંદોનું મિશ્રણ તે ઉપજાતિ. બે જુદી-જુદી જાતિના (જેમ ત્રિષ્ટુપ – જગતી કે બીજી બે જાતિના) છન્દના મિશ્રણથી ચાર પંક્તિની કડી કરી હોય, તે મિશ્રોપજાતિ.' અર્થાનુકૂળ છન્દરચના કરવા જતાં ગમેતેમ આવી જતી ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, વંશસ્થ અને ઇન્દ્રવંશાની લીટીઓવાળા આ છંદને 'મિશ્રોપજાતિ 'ના નામે જ ઓળખવો સગવડભરેલો લાગે છે.

૪ઃ પ્રફુલ્લતી તથા વિકાસતી વર્ષા જીવન જન્માવનારી વૃષ્ટિ સીંચે છે ત્યાં. ૬: ગર્ભિણી – ગર્ભવાળી. ૭ઃ વત્સલ – પ્રેમળ ઊર્મિના પ્રવાહ જેવું જળ. ૮ઃ જગતને જીવાડનાર કામધેનુ પેઠે. ૯ઃ અભિષિક્તદેહા – શરીરે અભિષેક–જલનું સિંચન પામેલી. ૧૦ઃ મહા કુલો – દરેક પ્રાણીની અસંખ્ય વિશાળ જાતિઓ. ઋતંભરા– સત્યને ધારણ કરતી. ૧૨ઃ વિસૃષ્ટિ – વનસ્પતિ, પશુ, પંખી, પ્રાણી આદિની સૃષ્ટિ. ૧૩ઃ શષ્પ અને શસ્ય – ઘાસ અને ધાન્ય. ૨૧ઃ સર્જનઅદ્રિ – જીવનના અનેક ઉચ્ચોચ્ચ વિકાસો. ૨૨ઃ ઊભું – ઊભો છું. ૨૪. વિઘાતી – ઘાતક. ૩૨. મનુષ્યમાંથી આગળ વિકાસનો ક્રમ કયો ?

પૃ૦ ૭૭ ધખનાઃ ધખના–તીવ્ર તલસાટ. દેખાતાં દ્વંદ્વોની પાછળ કયું સ્થિર, કલ્યાણમય તત્ત્વ હશે ? ૧૩ઃ લ્હારા – અંગારા.

પૃ૦ ૭૯ ગરુડનો વિષાદઃ ૧૪ઃ ઊંચે ચડતાં જતાં ક્ષિતિજનું વર્તુલ વધે અને વધારે પૃથ્વી દેખાતી જાય. ૧૭ઃ કુરુક્ષેત્ર – સૃષ્ટિનું

સદા ક્લેશપૂર્ણ જીવન. ૨૧: ક્ષીણ પ્રાણવાયુ – ઊંચે જતાં ઓછો થતો જતો પ્રાણવાયુ. આ કાવ્યના અનુસંધાનમાં 'માનવી માનવ' વાંચી શકાય.

પૃ૦ ૮૧ જિન્દગીના નવાણેઃ ૧: आषाढस्य – અષાઢ મહિનાની પહેલી રાત્રિ જગતની વિલાસરાત્રિ છે. ૪: ભવન ભરતી – કોઈ સ્નેહી વગર ઘર સૂનુંસૂનું લાગે તેમ સ્નેહી હોય ત્યારે ઘર ભર્યુંભર્યું લાગે. ૬: આઢ્ય – ચિકાર, ભરપૂર. ૭: વામી – તજી. પ્રકામે – મન ભરીને. ૧૧: પથારે – પથારા ઉપર, પથારીની કોમળતા આમાં નહિ, પણ ત્યારે વિશાળતા ખરી. ૧૪: ઘન – નવી ભાવના આદિના મેહ. નવાણે – જળાશયમાં.

પૃ૦ ૮૨ માનવી માનવઃ માનવી – માનવ શબ્દ પરથી વિશેષણ, માનવના ખરા તત્ત્વવાળું, સાચો માણસ. ૧૧: નેપથ્ય – પડદા. ૧૮: ઉડુમંડળ – તારાગણ. ૨૧: ઊંડળ – બાથ. ૩૩–૮૦: પિણ્ડમાં બ્રહ્માણ્ડ જોવાના પ્રયત્ન. ૩૮: બુદ્બુદ – ટીપામાં આખો સમુદ્ર. ૩૯: વૈખરી – ઉચ્ચારાયલી વાણી. ૪૩–૪૪: સ્થૂલ અને ચેષ્ટાયુક્તમાંથી સૂક્ષ્મ અને અતીત–પારનું તત્ત્વ જોવા મથું છું. ૪૫–૬૦: માટીના કણ જેવા અતિ સ્થૂલ પદાર્થથી શરૂ કરી એની સાથે આખું જડ ચેતન વિશ્વ કેવી રીતે સંકળાયું છે તે જણાવે છે. ૫૬: વલ્લરી – વેલ. ૬૩–૮૨: માટીમાંથી જન્મતા જીવની અપાર શક્તિવાળાં નેત્ર અને માટી બંને આટલાં જુદાં સ્વરૂપ અને શક્તિવાળાં દેખાય છે છતાં તત્ત્વરૂપે શું એક જ? હા, હમણાં જ સિદ્ધ કર્યું. તો બંનેનાં કર્તવ્ય પણ એક જ. માટીના કણને ચેષ્ટાયુક્ત વાયુ ઉડાડે છે. હું જાતે જ ચેષ્ટાવાન છું તો મારા આ દેહની માટીના કણ હું પણ કેમ ન વેરી દઉં? ૮૯–૧૦૮: મનુષ્યજીવનનાં પુરુષાર્થક્ષેત્રો. ૯૦: કાલિમા – કાળાશ. ૧૦૦: આતશ – અગ્નિ.

૧૦૭: સાચું મનુષ્યત્વ સિદ્ધ કરું. ૧૦૯: દાત્રી—આપનારી, મનો વિધાત્રી—મનને, તેના ભાવને સર્જનારી, ૧૧૦: ભૂગર્ભરત્ના – જેના ગર્ભમાં રત્ન છે તેવી ભૂ—પૃથ્વી. ૧૧૬: જીવનમાં રાક્ષસત્વની દિશામાં સરી પડી માણસ મટી જવું-એવી દાનવતાના વંટોળથી આ માનવતાની ચેતનાને બચાવી લેવાની. ૧૨૫: નિર્ધૂમ્રજ્યોતિ – ધુમાડા વિનાનો અગ્નિ, શુદ્ધ આત્મા. ૧૩૨: સત્કાર્યદીક્ષા – સત્કાર્ય માટેનો ભેખ. ૧૪૦: વસુ – દ્રવ્ય, ધન, રત્ન.

પૃ. ૮૮ રૂડકી: રૂડકી – વાઘરણનું નામ. ૧: લટિયે – વાળની લટેલટે. ૨: ઓઘરાળા—રેલા જેવા ડાઘ. ૧૪: ઘરવાસ – ઘરની બધી સામગ્રી. ‘ કડવી વાણી ’માં મૂકેલું.

પૃ. ૯૧ તલાવણી: ભરૂચ જિલ્લા તરફ તળાવને કિનારે ઝૂંપડાંમાં પડી રહેતો, ‘ રાઠોડિયા ’ નામે પોતાને ઓળખાવી રજપૂતોના વંશજ કહેવાડતો, ખેતીની મજૂરી પર નભતો સાવ ગરીબ વર્ગ ‘ તલાવિયાં ’ ના નામથી ઓળખાય છે. તલાવણી – તલાવિયાની સ્ત્રી. ૧૫: છાજિયાં – છાજથી છાજેલાં. ‘ કડવી વાણી ’માં મૂકેલું.

પૃ૦ ૯૨ રંગરંગ વાદળિયાં: પ્રસિદ્ધ થયું કૌમુદી ઇ૦ સ૦ ૧૯૩૩ના જુલાઇઅંકમાં.

પૃ૦ ૯૪ સતિયા જન: ‘ ક૦ વા૦ ’માં મૂકેલું. ૩: આગો – જ્ઞાનના અગ્નિઓ. ભૂતાવળ – અજ્ઞાન, મોહ. ૯: જ્ઞાનના ઘંટ – ઇશ્વિરભાવનામાં પણ જ્ઞાન—પ્રજ્ઞાશક્તિ તો ઘંટની પેઠે ઊંચે અવાજે બોલતી, જાગતી જ રહે.

પૃ૦ ૯૫ બળતાં બચાવજે : ૧૬: બદ્ધ—બંધાયલા કેદી, જેલમાં રહેલા, આ બંધાયલા અને પેલા છૂટા, પણ કેદી તો બંને ય. ૨૨: સ્પન્દ – ધબકારો. મૂંગીમૂંગી વિદાય દેતી આંખનો પલકારો. ૨૬: જન મુક્તિવાંચ્છુ – જેલમાં પૂરાયલા પણ છૂટીને બહાર

જવાની ઇચ્છાવાળા. ૪૪: પારકાની રચેલી સાપની પેઠે પડેલી અનેક પ્રકારની દિવાલો. ૪૯: દાસ્ય – દાસપણું. ૫૮: કૂટ – મુશ્કેલી-ભરેલી. ૫૯–૬૨: પારકાએ બાંધેલાં બંધન તોડવાં સહેલાં છે, આપણે જાતે રચેલાં બંધન તોડવાં ઘણાં કઠણ છે. ૬૨–૭૭: બંધન રૂપી તુરંગો કઈ કઈ તે વર્ણવે છે. ૭૦: સૃષ્ટ – સરજેલી. ૮૨: કાળ-મીંઢ પત્થરની તુરંગના પાયા બુદ્ધિ, ભાવના અને આચરણના ખનિત્ર – કોદાળાથી ખોદવાના છે. આ ત્રણેને જાગૃત અને ક્રિયા-શીલ કરવાનાં છે. ૯૮: ભેદન – ભાંગવામાં. ૧૦૯: ક્લિષ્ટ – સંકટોથી ભરેલો.

પૃ૦ ૧૦૦ ધૂમકેતુ: ૩: સ્થિરપાદ – અડગ શકિતનો. સ્વયંપ્રભુ– પોતાની જાતને વશ રાખનાર ૪: મનોજિત્ – મનનો જીતનાર. ૫: આક્રાન્તિ – ક્રમણ. ૭: તેજને ધારણ કરતી. ૯: વિલોલ – ચંચળ, સુન્દર. ૧૩: મંગલની કલાસુતા – મંગળની કળા એ જ તેની પુત્રી. ૧૫: ગુરુ, વ્યાધ અને અગસ્ત્ય નરજાતિમાં બોલાય છે એટલે તેમની તેજકળાઓને તેમનાથી અલગ સ્ત્રીરૂપે કલ્પી છે. ૨૧: નત – ઢળેલા. ૨૭: પ્રાંગણે – દિશાઓના દિવ્ય આંગણામાં. ૩૨: ખમંડળ – તારાઓ. ૩૬: અભિસારકામુકા – તારા પાસે જવાની ઇચ્છાવાળી. ૪૫: ગુરુ અને વ્યાધની પત્નીઓ જવાને નીકળી તો ખરી, પણ આગળ ડગલું જ ન ભરાયું! ૪૭: મંદા-કિની – સ્વર્ગંગાના શીતળ હાથને સ્થાને લક્ષ્મીના ઊના હાથ અડ-વાથી વિષ્ણુ જાગ્યા. ૭૨: પાંગરેલો – છૈયાંછોકરાંવાળો. ૭૫-૭૯: એકલું બ્રહ્મચર્ય તેમજ નિયત–મર્યાદા નક્કી કરીને આપેલું ગૃહસ્થ-જીવન બંનેમાંથી એકે પણ સફળ નથી થતું શું? ૮૭: સમુદ્રના પેટમાંના વડવાનલને મેઘ હોલવવા જાય તે જેટલું ફોગટ છે તેમ. ૮૭: કલાન્તિ – થાક. ક્રાન્તિની – ક્રમણની, ચાલવાની. ૮૮: ક્રમતો – ચાલતો. ૯૧: રોધન અર્થ – રોકવા માટે. નદીને દરિયામાં મળતી

રોકવા ડુંગર પાછળ દોડે તેમ. નદી – સ્ત્રીઓ, ડુંગરો – પુરુષો. ૯૩–૯૮: કન્યાઓના પ્રણયચાળા. ૧૦૧: સૂર્ય તરફ ઉઘડતાં કમળો પવનના ઘસારાથી બીજી દિશામાં નમી જાય, તે મુજબ તારાની ભણી જતી સ્ત્રીઓ પોતાના પતિપિતાઓને જોઈ ખંચકાઈ ગઈ. છન્નકામી – છૂપો કામી, છૂપી રીતે તો કામનાથી ભરેલો. ૧૧૦: પાપપ્રયાણ – પાપ તરફની ગતિ. ૧૧૫: ઉત્ફુલ્લ – ખૂબ. ૧૨૫: ભિન્ન – જૂદા પ્રકારની. ૧૪૪: વિશ્વ તરફનાં ઉપહાસ, વ્યથા અને રોપ બતાવતી આંખ. ૧૫૭–૧૬૨: તારાની પ્રતિજ્ઞા અને ઋષિઓનો શાપ એક બીજાને સંભળાયા નહિ, પણ તેમનાં પરિણામ તરત જ પ્રગટ થયાં. પ્રતિજ્ઞા મુજબ તારો પોતાને જુદે માર્ગે પળ્યો અને મુનિના શાપથી તે બળબળતા પૂછડાવાળો થયો. ૧૬૬: પ્રવર્તુલ – તારાને પકડી રાખવા રચેલું મોટું કૂંડાળું. ૧૭૦: પણ – પ્રતિજ્ઞા. ભાવિનિર્માણ માટે અનોખો માર્ગ લીધો. ૧૭૧: પ્રભાનું સ્થૈર્ય, નિયત પુલકઃ – બીજા તારાઓની પેઠે એક કેન્દ્રમાં જામેલો સ્થિર તેજસમૂહ અને તેનો ચોક્કસ રીતનો પલકારો. ૧૭૫: ઉત્ક્રમંતો - ભિન્ન પંથે જતો. ૧૮૩, ૮૪: ધૂમકેતુ – બળવાખોરોનું કારણ જગતની અભદ્રા–અનિષ્ટધ્યેયી સંઘશક્તિ, નવી વસ્તુમાં અશ્રદ્ધા અને ડર, તથા જૂનીમાં અંધ શ્રદ્ધા જ છે.

પૃ૦ ૧૧૦ પોંક ખાવા: ૧૨૮: 'તો' નું 'તે' વાંચવું. તે બન્ધુ–મૃત્યુ.

પૃ૦ ૧૧૬ ધ્રુવપદ ક્યહીં? આની આગળના 'કાવ્યપ્રણાશ'નું વસ્તુ અંશતઃ અહીં પુનરાવર્તિત થાય છે. અહીં એ જ પ્રશ્નને બીજી રીતે ટૂંકાણમાં મૂકી પ્રશ્ન આગળ લંબાવ્યો છે.

૧–૨૦: પ્રાસ્તાવિક પંક્તિઓ જેવી છે. ૧–૪: કાવ્યોને વનની ઉપમા આપી એટલે પછી એમાંથી રસરૂપી સુગન્ધી – સુર-

ભિતી ઉપમા નીકળી. ૨: વાગ્મીશ – વાણીના સ્વામી, સાહિત્યના પ્રખર સર્જકો. કવિતાના કુંજની રસરૂપી સુગન્ધને રજેરજ જોઈ, સૂંઘી ઇ૦ ૩: મનીષા – ઇચ્છા. ૪ રસ, સત્ય અને સુન્દરતાથી ભરેલી. ૫: શશિયર – ચંદ્ર. ૯: વિભવ – વૈભવ, સમૃદ્ધિ. ઉડુ–તારા. ૧૦: પ્રકૃતિમનુસૃષ્ટિ – કુદરત અને માણસની સૃષ્ટિ. ૧૧: આ સર્વના રસ અને ઊર્મિઓનું કેન્દ્ર – ઉદ્ભવસ્થાન શું છે, તેમનાં બળ અને હૃદયનું આલંબન શું છે તે જાણવા અને ગાવા. ૨૫: દલ – પાંદડીઓ. ૨૬: બસુર – બેસૂરું. ૨૭: વિહત – હણાયેલી, મરેલી. ૩૦: પોતાના અહંને વિશ્વની સર્વ યોજનામાં મધ્ય બિન્દુએ રાખી તેને અનુકૂળ બધું ગોઠવવાના પ્રયત્ન. ૩૨: નિયતિ અનુસારે – વિશ્વનો આપણા જન્મ પહેલાંથી તથા મરણ પછી પણ ચાલ્યા કરતો નિયત ક્રમ, તેને નક્કી કરનાર તત્વ તે નિયતિ, એ વિશ્વની નિયતિએ રચેલા મહા નિયમોને અનુસરીને. ૩૫: અતિ – અસમ – ભાવે સત્ય ખોળવા માટે જરૂરી એવી તટસ્થતા ત્યાગી એકપક્ષી થઈને, કાં તો અતિ ભાવવાળા કે અસમ-વિરુદ્ધ ભાવવાળા થઈને. ૩૭, ૩૮: તારાઓથી ખચોખચ ભરાયેલી દિશાઓ માણસના નેત્રરંજન માટે નથી. ૪૪: મનુજગણ૦–માણસ જાતનું નસીબ નક્કી કરવા. ૪૧: લલિતા૦ –રમણીય અને રુદ્ર છતાં ઋતમાંથી – શાશ્વત નિયમોમાંથી જન્મેલી, એવી કુદરતનાં અંગોનું જીવનતત્ત્વ માણસના પોતાના જેવા જ ભાવોવાળું નથી. ૪૯: નૂરજહાં ગુલાબની ખૂબ શોખીન હતી. ૫૦: ચંપો અલક –કેશમાં ગૂંથાવાને, કેસૂડો રમણ–હોળી વગેરેમાં ખેલવાના સાધન તરીકે. ૫૨: ફલક – ચિત્રપાટી. કુદરતનું સૌન્દર્ય ચિત્રબદ્ધ થવા માટે જ નથી. ૫૩: કુસુમ૦ – ફૂલોની ગરવી સુગન્ધી અને રંગ. ૫૯, ૬૦: સ્ત્રીપુરુષનું યુગલપણું. બંનેએ સમાન રીતે મળી ત્રીજી વ્યક્તિના નવ સર્જનથી અભિનવા–નિત્ય નવી પ્રાણીસૃષ્ટિ ટકાવી

રોકવા ડુંગર પાછળ દોડે તેમ. નદી – સ્ત્રીઓ, ડુંગરો – પુરુષો. ૯૩–૯૮: કન્યાઓના પ્રણયચાળા. ૧૦૧: સૂર્ય તરફ ઉઘડતાં કમળો પવનના ધસારાથી બીજી દિશામાં નમી જાય, તે મુજબ તારાની ભણી જતી સ્ત્રીઓ પોતાના પતિપિતાઓને જોઈ ખંચકાઈ ગઈ. છન્નકામી – છૂપો કામી, છૂપી રીતે તો કામનાથી ભરેલો. ૧૧૦: પાપપ્રયાણ – પાપ તરફની ગતિ. ૧૧૫: ઉત્ફુલ્લ – ખૂબ. ૧૨૫: ભિન્ન – જૂદા પ્રકારની. ૧૪૪: વિશ્વ તરફનાં ઉપહાસ, વ્યથા અને રોષ બતાવતી આંખ. ૧૫૭–૧૬૨: તારાની પ્રતિજ્ઞા અને ઋષિઓનો શાપ એક બીજાને સંભળાયા નહિ, પણ તેમનાં પરિણામ તરત જ પ્રગટ થયાં. પ્રતિજ્ઞા મુજબ તારો પોતાને જુદે માર્ગે પળ્યો અને મુનિના શાપથી તે બળબળતા પૂછડાવાળો થયો. ૧૬૬: પ્રવર્તુલ – તારાને પકડી રાખવા રચેલું મોટું કૂંડાળું. ૧૭૦: પણ – પ્રતિજ્ઞા. ભાવિનિર્માણ માટે અનોખો માર્ગ લીધો. ૧૭૧: પ્રભાનું સ્થૈર્ય, નિયત પુલકઃ – બીજા તારાઓની પેઠે એક કેન્દ્રમાં જામેલો સ્થિર તેજસમૂહ અને તેનો ચોક્કસ રીતનો પલકારો. ૧૭૫: ઉત્ક્રમંતો – ભિન્ન પંથે જતો. ૧૮૩, ૮૪: ધૂમકેતુ – બળવાખોરોનું કારણ જગતની અભદ્રા–અનિષ્ટધ્યેયી સંઘશક્તિ, નવી વસ્તુમાં અશ્રદ્ધા અને ડર, તથા જૂનીમાં અંધ શ્રદ્ધા જ છે.

પૃ૦ ૧૧૦ પોક ખાવા: ૧૨૮: 'તો' નું 'તે' વાંચવું. તે બન્ધુ–મૃત્યુ.

પૃ૦ ૧૧૬ ધ્રુવપદ ક્યહીં? આની આગળના 'કાવ્યપ્રણાશ'નું વસ્તુ અંશતઃ અહીં પુનરાવર્તિત થાય છે. અહીં એ જ પ્રશ્નને બીજી રીતે ટૂંકાણમાં મૂકી પ્રશ્ન આગળ લંબાવ્યો છે.

૧–૨૦: પ્રાસ્તાવિક પંક્તિઓ જેવી છે. ૧–૪: કાવ્યોને વનની ઉપમા આપી એટલે પછી એમાંથી રસરૂપી સુગન્ધી – સુર-

ભિની ઉપમા નીકળી. ૨: વાગ્મીશ – વાણીના સ્વામી, સાહિત્યના પ્રખર સર્જકો. કવિતાના કુંજની રસરૂપી સુગન્ધને રજેરજ જોઈ, સૂંઘી ઇ૦ ૩: મનીષા – ઇચ્છા. ૪ રસ, સત્ય અને સુન્દરતાથી ભરેલી. ૫: શશિયર – ચંદ્ર. ૯: વિભવ – વૈભવ, સમૃદ્ધિ. ઉડુ– તારા. ૧૦: પ્રકૃતિમનુસૃષ્ટિ – કુદરત અને માણસની સૃષ્ટિ. ૧૧: આ સર્વના રસ અને ઊર્મિઓનું કેન્દ્ર – ઉદ્દ્ભવસ્થાન શું છે, તેમનાં બળ અને હૃદયનું આલંબન શું છે તે જાણવા અને ગાવા. ૨૫: દલ – પાંદડીઓ. ૨૬: બસુર – બેસૂરું. ૨૭: વિહત – હણા- યેલી, મરેલી. ૩૦: પોતાના અહંને વિશ્વની સર્વ યોજનામાં મધ્ય બિન્દુએ રાખી તેને અનુકૂળ બધું ગોઠવવાના પ્રયત્ન. ૩૨: નિયતિ અનુસારે – વિશ્વનો આપણા જન્મ પહેલાંથી તથા મરણ પછી પણ ચાલ્યા કરતો નિયત ક્રમ, તેને નક્કી કરનાર તત્વ તે નિયતિ, એ વિશ્વની નિયતિએ રચેલા મહા નિયમોને અનુસરીને. ૩૫: અતિ – અસમ – ભાવે સત્ય ખોળવા માટે જરૂરી એવી તટસ્થતા ત્યાગી એકપક્ષી થઈને, કાં તો અતિ ભાવવાળા કે અસમ- વિરુદ્ધ ભાવવાળા થઈને. ૩૭, ૩૮: તારાઓથી ખચોખચ ભરા- યેલી દિશાઓ માણસના નેત્રરંજન માટે નથી. ૪૪: મનુજગણ૦– માણસ જાતનું નસીબ નક્કી કરવા. ૪૧: લલિતા૦ –રમણીય અને રુદ્ર છતાં ઋતમાંથી – શાશ્વત નિયમોમાંથી જન્મેલી, એવી કુદરતનાં અંગોનું જીવનતત્ત્વ માણસના પોતાના જેવા જ ભાવોવાળું નથી. ૪૯: નૂરજહાં ગુલાબની ખૂબ શોખીન હતી. ૫૦: ચંપો અલક –કેશમાં ગૂંથાવાને, કેસૂડો રમણ–હોળી વગેરેમાં ખેલવાના સાધન તરીકે. ૫૨: ફલક – ચિત્રપાટી. કુદરતનું સૌન્દર્ય ચિત્રબદ્ધ થવા માટે જ નથી. ૫૩: કુસુમ૦ – ફૂલોની ગરવી સુગન્ધી અને રંગ. ૫૯, ૬૦: સ્ત્રીપુરુષનું યુગલપણું. બંનેએ સમાન રીતે મળી ત્રીજી વ્યક્તિના નવ સર્જનથી અભિનવા–નિત્ય નવી પ્રાણીસૃષ્ટિ ટકાવી

રાખવાની છે. ૬૫-૬૮: માણસની મર્યાદિત કલ્પનાબુદ્ધિને સૂઝતાં હોય તેના કરતાં સ્વતંત્ર અને ભિન્ન સ્વભાવ અને ધર્મો દરેક પદાર્થના હોઈ શકે. માણસનું દર્શન અને કુદરતનું તત્ત્વ એક બને એ શક્ય છે, પણ તે જુદાં હોય તે પણ એટલું જ શક્ય છે. ૬૯: વિશ્વોએ માણસને અનુકૂળ થવાનું નથી, વિશ્વરચનામાં જે દોષ કે વિષમતા દેખાતાં હોય તે માણસના પોતાનામાં પણ હોય એ સંભવે, એટલે એણે પોતાનું સ્થાન વિશ્વમાં ક્યાં છે તે શોધવાનું છે. ૭૮: સામંજસવતી – સામંજસ્ય – પ્રત્યેક વસ્તુ યથાસ્થિત રૂપે યોજાવી તે – વાળી. ૮૬: સંહૃત૦ – સમેટી લેવું, ખેંચી લેવું. ગાવું બંધ કર્યું. ૮૭: શ્રાન્ત મુરછ્યો – થાકીને મૂર્છા પામ્યો.

પૃ૦ ૧૨૦ અમારાં દર્દો: ૩: પાઠાન્તર: ચખ ઉભયનાં૦ ૬: અમાણ્યા – ઝંખેલા પણ અનુભવેલા નહિ એવા. ૧૧: પ્રતિઉર૦ – હૃદયની દરેક ઇચ્છા. ૧૩: કોક બીજાનાં પતિ અને પત્ની, અરસ્પરસ નહિ.

પૃ૦ ૧૨૧ બાનો ફોટોગ્રાફ: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' સં૦ ૧૯૮૯ના ચૈત્ર અંકમાં. ૨૦: સ્ટુડિઓમાં ઠાઠથી અને કૃત્રિમ હાસ્યથી ફોટોગ્રાફ પડાવા બેસવું એ જૂઠો વર્તમાનકાળ, સાચો પણ ભયાનક ભૂતકાળ. ૩૭: પ્રેમ અને બાનું સ્મરણ જાળવવા પૂરતો સ્વાર્થ, એ બેના સ્મારક જેવો ફોટોગ્રાફ. ૪૧: પુત્રો વગેરેથી ઉપેક્ષિતા – દરકાર ન લેવાએલી, હિસાબમાંથી કાઢી નખાએલી.

પૃ૦ ૧૨૪ દશા ભાગ્યની: ૬: આપુડાં – આપમેળે, વગર પ્રયત્ને, સૌન્દર્યથી આકર્પાઈને. ૧૦: શિરમોર – માથાનો મુગટ. ૧૧, ૧૨: તમારા દેહની તાજપ, કુમાશ અને શુચિત્વ – પવિત્રતા પર વિષયવાસના કે મેલી કલ્પનાનો ઓરછો – છાંયો પણ પડે તે અસહ્ય છે.

પૃ૦ ૧૨૫ કાં ના ચહું? ૫: દેવની દ્યુતિ – ઈશ્વરદત્ત ચૈતન્ય. ૮: તારું પાણિગ્રહણ કર્યું, પણ ચાહી ન શક્યો. રતિ – પ્રેમ. ૮: દુર્દૈવિની – કમનસીબ. ૧૧–૧૨: કોઈને ન ચાહનાર હું દુષ્ટોને પણ ચાહતાં શીખ્યો. ૧૩: તું માણસ તો ખરી જ અને વધારામાં મારી પત્ની એટલે તને ચાહવાની મારી બેવડી ફરજ, અથવા વિશ્વપ્રેમનો દાવો કરનાર એવા મારી પાસેથી પ્રેમ માગવાનો તારો બેવડો અધિકાર. ૧૪: તને રહેવા ઘર આપ્યું, અર્ધી પથારીનો અધિકાર આપ્યો, તો હૃદયમાં પણ સ્થાન કેમ ન આપું?

પૃ૦ ૧૨૬ નથી સ્વપ્ને જાવું: ૧: જટિલ – અટપટું. ૨.૩: સ્વપ્ને જવાનું કારણ કે જેને ચાહું છું તેને મેળવી શકાતાં નથી, મળ્યાં છે તેને ચાહી શકાતું નથી. ૬: ઊર્મિચ્છંદે – ઊર્મિના અનેક પ્રકારોથી. ૯–૧૨: સ્વપ્નની ભૂમિ, ત્યાંના આનંદ, રસ ક્ષણિક છે. ૧૩,૧૪: બીજી ત્રીજી લીટીમાં જાગૃત જગત સામે જે મારી ફર્યાદ છે તેને હું જાગૃત રહીને જ મટાડી દઈશ. જાગૃત દશામાં જ, આ નિત્યના જીવનમાં જ બધું મેળવીશ. સ્વપ્નમાં નહિ જાઉં.